ૐ

॥ श्रीसत्येशाय नमः ॥

# વન-દેવી

## (ભાગ બીજો.)

ધર્મ, અર્થ, કામ ને મોક્ષની અને આધારે

ગદ્યપદ્યાત્મક—રચનાર

લેખક ભગવાનદાસ ભોગીલાલ મોદી

ઠે. જમાલપુર ચકલા—અમદાવાદ.

પ્રકાશક નરસીંહ કુબેરદાસ મહેતા

ઠે. જમાલપુર ચકલા—અમદાવાદ.

સંવત ૧૯૭૩ —— સને ૧૯૧૭

પ્રથમ આવૃત્તી + + + + પ્રત ૧૦૦૦



મૂલ્ય

આઠ આના



# જીવન મંત્ર

અભય ધરનારના પૂત્રો, અભયથી કંઈ નવું ધારે;
સુઘડ છે વેદના સૂત્રો, જીવનને એજ સુધારે. ૧

સપથ દે ન્યાયના તત્વો, અરે અન્યાય મા કરજો,
વિજેતા સત્યના સત્વો, સૂહર્ષથી હૃદય ધરજો. ૨

અમારા યોગી બોલે બોલ, અરે પામર વિચારો તોલ;
અહો અજ્ઞાનથી અણુમોલ, જીવનને શું ચડાવો ઝોલ. ૩

અમારા જ્ઞાનના સ્મારક, રહ્યા ભંડારમાં સડતા;
અરે ગ્રંથોના વિચારકૂ, રહ્યા સંતાપમાં બળતા. ૪

કરજ છે દેવનું ભારે, ફરજથી કોણુ નિવારે;
પુરા પરમારથ સંચારે, જગત્પતિ સ્હાય દઇ તારે. ૫

ભ્રમર.

# નિવેદન

**सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।**

**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ मनु ६०**

**स्त्रियां तु रोचमानायां सर्वं यद्रोचते कुलम् ।**

**तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ मनु ६२**

જે કુળમાં પત્નીથી પતિ અને પતિથી પત્ની સંતુષ્ટ રહે છે, તેજ કુળમાં સર્વ સૌભાગ્ય ને ઐશ્વર્ય આવી સ્થિર થાય છે. જ્યાં ક્લેશ થાય છે, ત્યાં દરિદ્રતા ને દુર્ભાગ્યનો વાસ થાય છે. ૬૦.

સ્ત્રીની પ્રસન્નતામાં સર્વ કુળ પ્રસન્ન થાય છે ને સ્ત્રીની અપ્રસન્નતામાં સર્વ અપ્રસન્ન થાય છે.

**॥ यत्र नार्यास्तु पूज्यंते तत्र देवता ॥**

માણસ જાતમાં સ્ત્રી એ અગત્યનો વિષય છે! ઉત્પત્તિ વિષયક કર્મ ન્યાયમાં ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ શબ્દોમાં સ્ત્રી-પુરૂષનું સરખે હિસ્સે ઉપયોગીપણું માલમ પડે છે, સંસાર રથ ચલાવવાને સ્ત્રી-પુરૂષ બન્નેની ઉપયોગીતા તાદ્રશ્ય છે. પ્રાચિન જમાનામાં તેથીજ પુરૂષો સ્ત્રીઓને માન આપતા, **વૈષ્ણવાચાર્યે વૈષ્ણવધર્મની પાગ બાંધી, તેમાં આપણી ઈષ્ટભાવનાઓ તે તત્વથી શ્રંગારી** દાખલા તરીકે **લક્ષ્મિ-નારાયણ, સિતા-રામ,** વગેરેના દાખલાઓ સત્ય-રૂપે પ્રાચિન સમયે સ્ત્રીઓનાં મહત્વનો અજબ દરજ્જો ચિતરાયો છે, આ માન્યતા આપણામાં પરાપૂર્વનીજ છે, આર્યાવર્તમાં ઉચ્ચભાવના ને સારૂં પોષણ મળેલું છે, ઠેઠ ભરતખંડની અવનતીનો સમય એટલે-**મહાભારતનું યુદ્ધ ઘણું કરી સ્ત્રી-ધર્મના રક્ષણ માટેજ હતું! એ વખતે સ્ત્રીઓના હકનું, આબરૂનું સતિત્વનું રક્ષણ કરવું**

મહાન કૃત્ય મનાયું હતું. આ સિદ્ધાન્તને શ્રીકૃષ્ણ-ચંદ્રજીએ જાતિભોગવડે સારો ટેકો આપેલો છે, દ્રૌપદિનાં ચીર પૂરવાથી ભાવિક આર્યાવર્ત-નિવાસી આર્યોનાં હૃદયે શિયળવૃતની પ્રતિમા સચોટ જડાયેલી છે. સ્રીઓનાઆચાર વિચારો સારા દરજ્જામાં ટકી રહેતા જેવું માન મળતું તેવા સદ્ગુણો પ્રાપ્ત કરવાની તે વખતના સ્રી–સમાજમાં ભારે હોંશ હતી, તેથીજ અનસુયામાતા જેવી બી, એ, એલ, બી, થયા વગરની ની અમ્મર–કીર્તિનાં કિરણો ભારતવર્ષમાં ઝગમગતાં અને તેમના પ્રાતિવૃત તપના તેજથી, સામાન્ય પ્રદેશોમાં તેમની ઉત્તમ કીર્તિ સ્થાપન થતી, અને તેજ રીતિએ વર્તવાથી દેવીની ઉપમા મળતી કે જે સામાન્ય ડૉકટરની ઉપાધી કરતાં ઘણીજ પુજનીય મનાતી હતી. ગાર્ગીની કવિત્વ શક્તિએ પડઘો પાડયો હતો, લીલાવતીના ગણીત શાસ્રને મરહુમ મી. ગોપાળકૃષ્ણ ગોખલેએ વખાણેલું છે.

नास्ति भार्या समाबन्धु नास्ति भार्या समागतिः।
नास्ति भार्या समो लोके, सत्वार्थो धर्म संग्रह, ॥

સ્રી જેવો બીજો બન્ધુ એટલે મિત્ર નથી, ભાર્યા સમાન ગતિ નથી, ને ધર્મ–સાધન કરવામાં સ્રી સમાન કોઈ સાહ્ય કરનાર નથી.

આ સુત્રની નીતિને આપણે સુધારાના મધ્ય-બિંદુ તરીકે સ્વિકારીએ તો ઘણુંજ આદર્ણીય થઇ પડશે. આ વીસમી સદીમાં સાહજીક સુધારો આગળ વધે છે, યુરોપની ધમચકડમાં પૉઝીશનની લક્ષ્મિવડે ગૃહ–સંસાર લીંપવામાં આવે છે, અંતરને શીક્ષણ મળ્યું નથી! યુરોપી પોલીસ જેવા

સુધારાથી નિતીનું શિક્ષણ મળ્યું નથી! તો સ્ત્રી અને પુરૂષ કે જે સંસાર રથના બન્ને ચક્રો ખટાપટથી આખરે ચક્રો ભાગે છે, અને સંસાર રથ હસીણા સાથે દુઃખી અનુભવાય છે. આપણે દુઃખને અનુભવાય છે. આપણે કોમળ ભાવનામય પ્રાતિવૃત્ય સંસ્કારની વાનીના ક્યારે ભાગી થઇશું? આપણો સંસાર નંદનવન સમાન સુગંધને આનંદ આપનાર ક્યારે નીવડશે? અંતઃકર્ણના સદ્ગુણો ક્યારે ખીલશે? સ્નેહભર્યા વિચારને સત્કારથી જ્ઞાન-વર્ધક સામગ્રિ જ્યારે સ્ત્રીઓને મળશે, તોજ સંસારમાં અચળ સૂખ સાધી શકાશે, એ નિર્વિવાદ છે!

## ' *Wife is the Centre of happiness* '

### 'પતિન એ સુખનું મધ્યબિંદુ છે.'

હાલમાં માનો કે પુરૂષે હજારો માણસની વચમાં નિર્ભયતાથી પોતાના સિદ્ધાન્ત સિદ્ધ કરવા અસરકારક, છટાદાર, ભાષામાં ભાષણ કરવાની શક્તિ પોતાના વકીલાતના ધંધા માટે પ્રાપ્ત કરવી જોઇએ, તેવી શક્તિ કદાચ સ્ત્રીમાં નહિં હુશે તો ચાલશે, પરંતુ તેવી સ્ત્રીએ પોતાના ગૃહ-સંસારના સિદ્ધાન્તો સિદ્ધ કરવાની થોડી-ઘણી પણ શક્તિ મેળવી એ અનિવાર્ય છે. કંદર્પ મુનિનાં એકજ વાક્યે સંસાર રૂપી ધર્મ-યુદ્ધમાં સ્ત્રી એક કિલ્લા જેવી છે. કે જેથી કામાદી રીપુ-મંડળની ધાસ્તી બીલકુલ રહેતી નથી. તેથી તેનો આશ્રય મેળવવો.

**આવા પ્રણય પ્રકારની ઉચ્ચ કક્ષાએ સંસારના જીવો જ્ઞાનની પાંખથી ઉડે તેવી આશાએ વિરમીશું.**

ભ્રમર.



(ભાગ બીજો)

# વનદેવી

## प्रकरण १५ मुं

॥ स्तुति ॥

( રાગ—પ્રણામી આદરિ કમળાપતિ- )

સરસ્વતિ માતુ હે થાતું પ્રસન્ન,
સન્મતિ મૂર્તિ હે શાન્તિ સદન; સ. ધ્રુ.
જગત જપતું નામ ત્હારૂં, જ્ઞાન તુજથી આપનારૂં;
સુભ શ્રુતિ, હર ભિતી, દેવજનમાં માન્ય ત્હારૂં;
સુચી રીતિ, સુખી નીતિ,
વિજય કર દેવી હે ટાળી વિધ્ન— સ. ૧
વેદરૂપ ટીલડી સુભાલે, બ્રહ્મ ભાસથી નેત્ર હાલે;
બ્રહ્માંડને, ધૃતિકાન્ડને; અભય વિણા ગીત ચાલે;
ધર્મના, કર્મના, એ સત્ય ગાને રીઝે જન મન; સ. ૨

વાંચક! પ્રથમ ભાગમાં વાંચ્યું, રમાને કમળાશંકર લેઈ અઘોર વનમાં આવ્યો. કામાંધને કામજાળે કાંઈ દેખાતું

નથી. પહાડ, જંગલી જનાવર, વૃક્ષાદિ વ્હેતા ઝરા, નાળાં ને પવનનો ભય નથી. પ્રાપ્તદર્શીય આનંદે દિલ ઉભરાઈ જાય છે. તેને પરમેશ્વરનો પણ ડર નથી. તેણે બિચારીને બાથમાંથી સન્મુખ ઉભી રાખી ત્યારે રમાએ જાણ્યું કે રબારી નહિ પણ કોઈ અન્ય છે!

**કમળાશંકર**—ચિત્તચકોરી! પારસમણી સંગે ભાગ્યમણી મળી શોભામાં અભિવૃદ્ધિ થઇ છે ને મ્હારો જન્મ સફળ થયો છે.

**રમા**—(ક્ષણ મૌન રહી) સફળ થયો નહિ પણ અફળ ગયો! દુર્મતિ તત્કાળ સારી લાગે છે, પાછળથી દમનરૂપ દુઃખ દેનાર છે. હે સૃષ્ટિના દેવ! હે જગત્ પિતા ભુદેવ! ઉમ્મરના પ્રમાણે આપણે સરખા છીએ માટે ભાઈ કહી સંબોધુ છું, શું આ બ્રાહ્મણનો ધર્મ છે?

**કમળાશંકર**—ત્હારી મધુરી વાણી, મને કરે છે પાણી-પાણી! તું સમજુ શાણી કામજાળથી અજાણી, કામથી કોઇ બચ્યું છે નર પ્રાણી? જ્યારે તને મ્હેં જોઇ, ત્યાંથીજ ગયો છું મોહી. શું ત્હારા રૂપના વખાણ? ધીર ના ધરાય, તલસે પ્યારી આ પ્રાણ! હું ત્હારામાં થયો તદાકાર, અણીયાળી આંખ મારે છે માર, ઓ સૂલક્ષણી નાર!—આ સંસારનો તુંજ છે સાર! જો માને કહ્યું મ્હારૂં, તો હિત સુધરે ત્હારૂં. શું દેખાડે વ્હેમ? શાના નીતિ નેમ? હે....હૃદય ચીરી બતાવું જો! સુક્ષ્મદર્શક યંત્ર મુકી જો! એક વખત સ્વામિ કહે—ભર્તાર કહે!

**રમા**—(સ્વગત) ભર્તાર કયાં હશે? આ દુષ્કર્મી શું કરશે? શું હું આને ભર્તાર કહીશ? ના....ના! પતિવૃતે

રહીશ, નીતિયુકત થઇશ, બીજા મિથ્યા સુખ મિથ્યા માની શ્રીહરિનાં આપેલા સાચા ઉત્તમ સુખને લેઇશ. (પ્રકાશ) બ્હેનને ભર્તાર કહેવરાવનાર ભાઇનો નર્કે વાસ છે, તે વિચાર-લંપટ! બનેલા ભગિનીને નાર કહે નાર! હુણાકાર અધર્મના આકાર હા! શું! પૃથ્વિ રસાતલે જનાર, પાપનો ભાર શેષ નથી સહેનાર, ભવિષ્યનો કર વિચાર!

**રમા**—ઝાંઝવાના નીરથી તૃપ્તિ માનનાર હંમેશનો તે તૃષિત રહેશે, શાસ્ત્રને થોથાં સમજનાર નર વાંદરમાં ગણાશે, રૂપાળી સ્ત્રીઓમાં ગુલતાન નરરાક્ષસનો અકાળે કાળ થશે.

**કમળાશંકર**—મ્હેં સદ્‌બુદ્ધિથી કામ કર્યું છે કે આ સ્ત્રી રત્ન મને મળ્યું છે. પ્યા........રી!

**રમા**—અધમાચરણી અપશબ્દ બંધ કર.

**કમળાશંકર**—ત્હારો તાબેદાર કહે તેમ કરવા હાજર છે, પણ—

રાગ- એ...સાથે મુકી લેઇ-

ઓ....પ્યારી પ્રીતેથી રીઝાઉં,
ગુણ અગણીત ત્હારા કેવા ગાઉં? ઓ. ધ્રુ.
રમા-હું દુઃખીયારી છું સતિ નારી, સંકટ ભારી સહુ મુરારી;
ક.—માનીતી માનો મનાવું. ઓ. ૧

સતિનો પાલવ પકડી કામમૂર્તિ કમળાશંકર સતિની લજ્જા લેવા ધસ્યો. રમા ભયથી પ્રભુ-પ્રભુ! પોકારે છે, અરે કોઇ દયાવંત દોડો, આ હરામીથી છોડો. સતિની લાજ જાય છે, હે દયાનાથ-વિશ્વેશ્વર! પતિવૃત સાચવી પાપીથી બચાવી શિયળનું

રક્ષણ કરો, સ્હાય કરો. આ પોકાર શ્રવણ કરી શીવશંકર નામે એક દીગંબર બાવો દોડી આવ્યો, દુષ્ટને એક થપ્પડની સાથે ધક્કો મારી નીચે પાડી દીધો ને સતિને મુકત કીધી.

**દીગંબર**—(સ્વગત) નારાયણ નારાયણ! કયા યેહ તો મ્હેરા ભાઇ હય! (પ્રકાશ) તું કોન હય? સચ્ચા બોલ.

**કમળાશંકર**—(અટકળે પોતાનો ભાઇ ઓળખી) મ્હોટા ભાઇ, હું તમારો ન્હાનો ભાઇ કમળાશંકર છું.

**દીગંબર**—મૂર્ખ! આ અવળી કૃતિએ ક્યાં પહોંચ્યો? મતિહીન કેમ બન્યો?

**કમળાશંકર**—મ્હારી કૃતિ અવળી ગણો કે સવળી! પણ એ રંડાને માટે ઘણોજ ખરાબ થયો, આખરે મળી ત્યારે મરજી વિરૂદ્ધ ચાલે છે.

**દીગંબર**—અનીતિ જવા દે, નીતિ ધારણ કર. પરદારાની પાછળ પડેલ કામી–હરામી! તું ભાઇ છે તો લાજે! અત્યારે એક રાહુસમાન દ્રષ્ટે આવે છે.

**કમળાશંકર**—હું ક્યાં તમારા પ્રકાશને અટકાવું છું કે મને આપ રાહુસમાન ગણો છો? જો આ સમજો છો તો મને શાને આ કાર્યથી અટકાવો છો?

**દીગંબર**—શું બાપદાદાની આબરૂપર પાણી ફેરવવા તત્પર થયો? આર્યનો અનાર્ય થયો?

**કમળાશંકર**—પાણી ફરે ત્યારેજ ચોખ્ખી થાય, તેને કાટ ના ચડે. આવ્યાજ હો તે માર્ગે પાછા પધારો! મદદ કરવાને બદલે રંડાને છોડાવી મને ધિક્કારો છો? તે તમારૂં કેવું અઘટીત

પગલું છે ? જગતમાં ભાઇ, યુદ્ધમાં કટાર, સાધને પુરૂષાર્થ એ ત્રણે તમારા હિસાબે નકામા સમજાય છે.

**દીગંબર**—નકામા નથી ! રતિપરનો મોહ તજ તો ભાઇનો સંબંધ તને હિતકર જણાશે. તું બંધુબેલ ગણે છે. છતાં પણ આજથી સગાઇ તુટી ગઇ છે, દ્રષ્ટેથી દુર થા ! હું યોગી ને તુ ભોગી ! આદિ અનાદિનાં વેર—બસ ચાલ્યો જા.

**રમા**—(ચર્ચા જાઇ) અહાહાહા ! એક માબાપના બે પુત્ર. તેમાં એક સત્સંગી બીજો કુછંદી !

રાગ—ભર્તુહરીનો—

અકળકળા દીઠી શ્રીહરી, અજબ આ સંસારજી;
માયાના ખેલો વિશ્વમાં, બાજી તું કરનારજી. અ. ધ્રુ.
એક વાંસની બે ટોપલી, એક માળીને ઘેરજી;
વિષ્ટા ભરાયજ એકમાં, પુર્ષોત્તમ ત્હારી પેરજી. અ. ૧
કુંભારે ઘડી બે હાંડીઓ. વિધવિધ અન્ન રંધાયજી;
એક કસાઇના ઘર વિષે, માંસ તેમાં બફાયજી. અ. ૨
એક સરિતાનું જળ અરે, મહા પ્રેમે પીવાયજી;
એજ જળેથી જાણીએ, મળ મુત્ર ધોવાયજી. અ. ૪
સત્યે સરસ્વતિ સ્હાય છે, રાજ્યાસન અપાયજી;
અસત્યથી એ સરસ્વતી, હાથે બેડી સ્થપાયજી. અ. ૫
અન્ય વાણી હું શું વદું, અન્યની કરૂં શી વાતજી ?
આપ થયા બ્રહ્મ દેવતા, સ્હાય કીધી સાક્ષાતજી. અ. ૬
કોઠાર લુંટાવી દામાજીએ, કીધો વિભૂથી વિશ્વાસજી;
વેળા સાંધી આવ્યા નાથજી, ઘટઘટ તેનો છે વાસજી. અ. ૭

હે પ્રેમાંધ ! મ્હારી માયાને વળગી ત્હારા સંબંધીઓની

માયા અળગી કરે છે, તો મ્હારી માયા મિથ્યા માની જગનાયકની અકળરંગભરી માયાને ચ્હાય તો કાયાનું કલ્યાણ કરી, ઇકોતેર પેઢી સહીત સ્વર્ગે જાય.

દીગંબર—કેમ કાળા કર્મના ભોગી કમળાશંર-કુળના કંકર ! અહિંથી જાય છે કે નહિં ? સતિ ગભરાતી નહિં. (ક્રોધ દર્શાવી ચીપીયો ઉગામે છે.)

કમળાશંકર—મ્હોટાભાઇ ! જાઉં છું. નમસ્કાર—નમસ્કાર તમને અને તમારા ચમત્કારને ! યાદ રાખજે રમા ! અંતે તું મ્હારી નાર છું અને હું ત્હારો ભર્તાર છું. ચાલ્યો જાય છે, બાદ શીવશંકર દીગંબર રમા સાથે કંથડદાસ—આશ્રમે આવે છે.)

કંથડદાસ આશ્રમના શ્રોતાજનોને બોધ આપે છે, રમાનાં સ્વરૂપે આકર્ષઈ કામાંધ કમળાશંકર યોગીવેષે સમય સાધી દાખલ થઇ સદ્‌ગુરૂનું જ્ઞાન શ્રવણ કરવા શાન્ત થઇ બેઠો. સર્વે ગ્રહ સીધા ફરે ત્યારે રાહુ અવળોજ ફરે. અન્ય લોકની દ્રષ્ટિ ને ધ્યાન કંથડદાસમાં ! ત્યારે કમળાશંકરની નજર રમામાં ! રમાને જોતાંજ પાપીને આનંદનો પાર રહ્યો નહિ.

કંથડદાસ— રાગ—ભજન કાફી—

ડાહ્યો થઈ ડુલ્યો રે, માયામાં ત્હારૂં મનડું મળે;
ફાટી ફરે ફુલ્યોરે, તેમાં રે ત્હારૂં કાંઇ ના વળે. ડા. ધ્રુ.
ધુર્ત થઇ ધન મેળવ્યું તો, પણ લક્ષપતીની આશા;
પલકે ગયું બધું પુન્ય ન કીધું, લોક જુએ છે તમાસા;
ભવ તો આખો ભુલ્યો રે, પરભવનું ત્હારૂં પાપ બળે; ડા. ૧
મ્હારૂં માને મન તે કહે મારૂં, ત્હારાં તે કહે છે તારૂં;
સ્વાર્થીઓ સંસારને સમજી, શોધ તે સુખનું બારૂં;

ચિંતા કરે ચોકી રે, ડહાપણ અળગું ના રે ટળે; ડા. ૨
કામ ક્રોધ ને મોહ લોભથી, તુચ્છ તૃષ્ણાનાં સંગી;
અભિમાને અથડાઇ મુવા છે, જાણી ન દુનીયા દોરંગી;
કૃષ્ણ વિના કાચું રે, સ્નેહિ ખાશે તું પોતે રળે; ડા. ૪
એકાંત બેસી શાન્ત થઇ, હરિનું સ્મર્ણ ના કીધું;
અમૃતરસને તું શું તજી દે, ઝેર જો હળાહળ પીધું;
કરી લાલચેજ ભવાઇ રે, ખોળે ત્હારે નરક મળે; ડા. ૫
આવીને શો લાભ લીધો, ખોટનો કર્યો છે વ્હેપાર;
સાધન સાધ્યા વિના મુર્ખા, વર્યો ક્યાં વ્હેમ વિચાર;
લાખની શાખ ત્હેં ખોઇ રે, પરને નીચોવે શું વળે? ડા. ૬
તરૂણી તેજ એજ ખરે માની, માન્યો મન સીઠો મેવો;
નુર ગુમાર્યું ને બળ હાર્યો, ચળ્યા નારથી સ્વર્ગે દેવો;
તોય લેતાં તેનો કેડા રે, કામની કહેતા અંગ ગળે; ડા. ૭
લક્ષચોરાશીનો ફરવો ફેરો, તેની ન રાખે કંઇ બીક;
કરડી નજર કૃપાળુએ કરી ત્યાં, કહે ઠીક થયું છે ઠીક;
અવધે તું તો મુઓ રે, કર્યું તે સૌ અગ્નિમાંહી બળે; ડા. ૮

કંથડદાસે કાષ્ટની જરૂર હોવાથી જંગલમાં કાષ્ટ કાપવા માટે આશ્રમમાંથી ગંગા, ચંપા, કેસર નામની ત્રણ બાઇઓ સાથે રમાને મોકલી. કામી કમળાશંકર લાગ તપાસી પાછળ ગયો, તેઓ જંગલમાં એકઠાં થયાં. હરામીએ કહ્યું, સદ્ગુરૂ બોલાવે છે, પાણી ભરવું છે, શેવકનું સીધું આવ્યું છે, ઝટ રસોઇ કરી ઠાકોરજીને ભોગ ધરાવવો છે, માટે રમાને મોકલો. ગુરૂની આજ્ઞાનુસારે રમા સંત જાણી અધર્મીની સાથે ગઇ, તેઓ અધવચ આવ્યાં, એટલે દુષ્ટ ફરીને અબળાને અવળા માર્ગે લેઇ

ગયો. વિકટ ઝાડી જોઈ રમા ચેતી ગઈ પણ વિશ્વાસથી ધીરજ ધારી ઉભીરહી. કમળાશંકરે નીચે જણાવ્યા પ્રમાણે લંપટ ઇચ્છા પ્રગટકરી.

**કમળાશંકર**—બાળા ! ત્હારા પ્રેમ પ્રસંગ માટે આ પ્રેમી ઘણા વખતથી ઈચ્છા કરે છે, હવે તો ઇચ્છાએ હૃદયમાં ઘર કરી વાસ કર્યો છે, સમજ ! એક વેળા આલિંગનથી આનંદ આપ.

**રમા**—અરે યોગી ! આ શું બોલો છો ? યોગી સંસાર માર્ગે ભ્રષ્ટ થાય તે કેવો અનર્થ ?

**કમળાશંકર**—સત્ય સલુણી ! એમાંજ છે મ્હારો અર્થ. વ્હાલી હું યોગી નથી ભોગી છું યોગ ત્હારો ને ભોગ પણ ત્હારો.

**રમા**—મિથ્યા વતી પરમાત્માના ગુન્હેગાર થાઓ છો, તે યાદ કરો.

**કમળાશંકર**—વિરહાગ્નિથી બળતી બાળાને શાંત કરતાં કોણ ગુન્હેગાર થાય છે ? ત્હારો એજ ન્યાય છે !

**રમા**—સંત જે જ્ઞાનનું ઘર છે તેમાં અજ્ઞાન અનીતિ ક્યાંથી ભરાઈ પેઠી ? સતિ સયંદ્રિથી કૈયાનું, સિતાથી રાવણનું, કેવી રીતે મૃત્યુ થયું ? પરનારી નર્કની બારી છે. દુર થાઓ. (સ્વગત) કોઇ કપટી જણાય છે. (પ્રકાશ) આપ કોણ છો ?

**કમળાશંકર**—આંખો છતાં અંધારૂં ! સુર્યસિંહનો ભાઇબંધ ના ઓળખ્યો હોય તો હવે ઓળખ !

**રમા**—અરરર ! જ્યાં જાઉં છું ત્યાં ક્રુર રાક્ષસોનાજ દરશન થાય છે, અફસોસ !

**કમળાશંકર**—આટલું કરગરવા છતાં પ્રેમદા કયાં પલટાય છે ?

**રમા**—ભાગ્યહીન ! ત્હારા વિચાર કદી પાર પડવાના નથી. દુર્મતિ ! મ્હારામાં મોહી ત્હેં શું જોયું છે?

**કુમળાશંકર**—રૂપ જોયું રૂપાળી ! તેથીજ મન ગોઠ્યું છે.

રમા— રાગ—મ્હારા તનમાં મનમાં—

મ્હારા અંગના ઢંગમાં મોહી રહ્યો તું કહેરે કાયામાં શું જોયું ?
માસ રુધીરના પિંડને હોય, રૂપ ગણે એજ લ્હાય;
હાડ ને ચામમાં ચિતજ પ્રોયું, મુર્ખ મમતે ત્હેં ખોયું; મ્હા. ૧
બ્રહ્મજ્ઞાનિ કીધાં તપ અપાર, ભાન ભુલ્યાં દીઠી નાર;
નારીથી મળીને કર્મ વગોવ્યું, કાર્ય કરે તે ખોયું; મ્હા. ૨
પ્રાણ વગરની જોશો આ કાય, પ્રિચ્છા જો ત્હારી ધરાય;
કુ—જીવતાં તત્વનું તત્વ નિચોવ્યું, ચૈતન્યે મનડું મોહ્યું; મ્હા. ૩

**રમા**—(સ્વગત) હા—છળની સાથે છળ લડાવ્યા સિવાય છુટકો નથી. (પ્રકાશ) અહાહાહા ! હું અદ્યાપી સુધી તમારો દ્રઢ વિચાર જોતી હતી, ખરે સાચો ને શુદ્ધ પ્રેમ તમારો લાગે છે, આખરે તમે આકુળવ્યાકુળ થયા ત્યારેજ ખાત્રિ થઈ. વાહ વાહ ! હવે બોલો—ક્યાં મળવાનો વિચાર રાખીશું ?

**કુમળાશંકર**—આશ્રમમાં તો બનેજ નહિ, કોઈ અન્ય સ્થળે ચાલો.

**રમા**—કહો તો આજે આશ્રમમાં રહી કાલે રવાના થઈએ.

**કુ**—કાલે નહિં આજેજ ! (સ્વગત) યુક્તિ કરી નાશી જાય તો મહેનત નકામી જાય. (પ્રકાશ) અહિંથી પરભાર્યા જઈશું ?

**રમા**—પણ મ્હારે બે કામ બાકી છે, કહો તો કહું !

**કુમળાશંકર**—બે તો શું ! ચાર કામ હશે તોય કરીશ.

**રમા**—એક કામ મ્હારે હાથે થશે—બીજું તમારે કરવું પડશે.

**કમળાશંકર**—ત્વરાથી કહે, એવાં શાં કામ છે?

**રમા**—પ્હેલું મ્હારે આશ્રમમાંથી પોપટીયા રંગની સાડી લાવવાનું કામ, બીજું તમારા સાચા મેળાપની બાધાનું કામ.

**કમળાશંકર**—અહો પ્યારી તું પણ ચતુરાઈનો ચક જણાય છે તો! ઝટ સાડી લેઈ આવ, હું અહિંજ ઉભો છું, પણ જોજે દિલાસો આપી દગો દેતી હોકે....!

**રમા**—અધિરા શું થાઓ છો? વિશ્વાસ રાખો, એકવાર હા કહી તે કદી ના થતીજ નથી. (સ્વગત) હવે તો તેને સપડાવી સમય આવતાં સુધી, એકલા ભાગ્યને સાથે લેઇ તીર્થયાત્રા કરૂં. (આશ્રમમાંથી સાડી લાવી કમળાશંકર સાથે ચાલી. માર્ગે શંકરનું દહેરૂં આવ્યું. પ્રકાશ) પ્યારા! આ શંકરનું દેવાલય! ગામમાંથી પુજાપો લાવી યથાવિધિથી શંકરનું પુજન કરી મારી પ્રેમ-બાધા તમારા હાથેજ મુકી શકાશે.

કમળાશંકર નગ્રમાંથી પુજાપો લાવી, શંકરનું દહેરામાં પુજન કરવા લાગ્યો, જ્યાં બરાબર ષટ્કર્મમાં રોકાયો એટલે તરત રમા દ્વાર બંધ કરી તેને અંદર પુરી બ્હારની સાંકળ ચડાવી જંગલની ઘાડી ઝાડીમાં અલોપ થઇ ગઈ!



# प्रकरण १६ मुं

વાઘ પવનવેગે ચંદ્રને લેઈ પાંચ સાત ગાઉ આવી તૃષાની પીડાથી એક રમણીય સરોવરે કુંવરને મુકી જળ પીવા લાગ્યો, તરતજ દીપસિંહ કારમી ગર્જના કરતો દોડી આવ્યો. વાઘને જોતાંજ ક્ષત્રિતન બાણ ચડાવી મારવા તૈયાર થયો, પણ છ ખેંચેલું ધનુષ છોડી વાઘને મારી, ભાઇને ઉપાડી ખોળે સુવારી સરોવરનું જળ છાંટી શુદ્ધિમાં લાવે છે; તેટલામાં તેઓનાં માતા પિતા આવે છે. દીપસિંહની બહાદુરી ને શુરાતનના વખાણ કરતાં બન્ને પુત્રો લેઈ તેઓ પંથ કાપે જાય છે, સંકટો ખમી ડુંગરો ચઢે છે ઉતરે છે, વનમાં ખરી પડેલાં ફુળફળાદિ ખાઈ ક્ષુધા, તૃષા વેઠી એકવીસ દિવસ વીતાવી દીધા છે. એક રળિયામણી રાત્રે આકાશે ચંદ્ર ખીલી રહ્યો છે, દુઃખ વેળાએ કુદરતી જગત્ના રંગને જોઇ ત્રણે આનંદ પ્રાપ્ત કરવા લાગ્યાં છે. દીપસિંહનો હાલ તૃષાથી કંઠ સુકાયો છે, ચંદ્ર શિતળને સુખકર છે તેથી દુખીજનને દિલાસો મળે છે. માતા પિતાની પાસે જળની માગણી કરે છે, હે પાળક! મ્હારે પીવાને જળ જોઇએ લાવો ને તૃષા છીપાવો, રાજા કહે, ધૈર્ય ધર ભાઇ! જાઉં છું ને હાલ જળ લાવું છું. બે બે ખેતર દુર ફરી વળ્યો, નજીક ગંભીર વડ દેખાયો તે ઉપર ચડી દ્રષ્ટિ લંબાવી જોતાં ચંદ્રથી ચળકતું પાણી જણાયું; વળી વિધવિધ પશુ પંખીઓનાં મધુર ઉચ્ચાર કાને શ્રવણ થયાં. આનંદ પામી આશા બાંધી વડથી ઉતરી વાવ ધારી તે તરફ

ચાલ્યો, પણ નીચે ઉતરતાંજ દિશા ભૂલ્યો, અન્ય માર્ગે ચઢી બે ગાઉ દુર નીકળી ગયો, વાવ નહિ મળતાં ચાર રસ્તા જોઈ અનેક તર્ક કરતો પ્રભુ વિશ્વાસે ચાલ્યો. સ્ત્રી પુત્રની લાગણીની અસરથી કહેતો, હે જગત્ નિયંતા! તું તેઓને હેરાન થવા દઈશ નહિં. માયાળ! એ વ્હાલી વનદેવી તું ગભરાઈશ! પુત્રની પીડા ને મ્હારો વિયોગ સહન કેમ થશે? ચાલતાં ચાલતાં એક ધર્મશાળા નજરે પડી. હે સર્વેશ્વર! દીનદયાળ લોકના પાળક! આ શી રચના? હું ક્યાં આવ્યો? પ્રાતઃકાળ થતાં કોઈ વૃદ્ધ માણુસ મળ્યો તેને પુછ્યું, કાકા આ ધર્મશાળા ક્યાંની કહેવાય છે? વળી આ પાસે કીયું નગ્ર છે? તે વૃદ્ધ કહે, ભાઈ! આ દિલ્હીની ધર્મશાળા અને આ પાસે દિલ્હી શહેર છે. સુર્યસિંહ સંતોષ ધરી ધર્મશાળામાં દાખલ થયો.

પતિ પુત્ર સુર્યસિંહની રાહ જોતાં પ્રાણસ્મરણ કરે છે દીપસિંહનો તૃષાએ પ્રાણ આકુળવ્યાકુળ થાય છે. વનદેવી શું કરે? ક્યાંથી જળ લાવી પાય? ઘણો વખત થયો પતિ નહિં આવવાથી પુત્રોને લેઈ ખેદયુક્ત થઈ ઉઠી ચાલી એટલામાં સામેથી દવ સળગતો આવ્યો, ચારે દિશા ઘેરાણી! અને પરમાત્માની કૃપાએ પતિવ્રતા ધર્મથી દવની પેલી પાર જવાં પામી, પરંતુ બાળકો ડરી પાછળજ રહી ગયાં. આ નવું દુઃખ!

વચ્ચે અગ્નિ છે, એક બાજુ માતુ અને બીજી બાજુ બાળકો ટળવળે છે. સતિ બાળકો બચાવવા અગ્નિમાં કુદી પડવા તૈયાર થઈ ને ક્રોધાવેષ થઈ બોલી, જો પતિવ્રત એ જગતમાં અદ્ભુત તેજ હો તો—હે અગ્નિ! મ્હારા બાળકોને બચાવવા માર્ગ આપશો! ચમત્કાર થયો, બાળકોને હિંમત આવી, માને મળવા

તત્પર થયાં, અગ્નિએ માર્ગ આપ્યો, બાળકો સહિસલામત વ્હાલી માને ભેટયાં !

થોડીવારે તેઓ પ્રભાતે દિલ્હીની ધર્મશાળામાં આવી સુર્યસિંહને મળ્યાં. અથ ઈતિ વીતક વાર્તા નિવેદન કરી. રાજાએ શહેરમાંથી જળ, ફળાદિ મેવો લાવી આપ્યાં, તેઓ ક્ષુધા મટાડી નિંદ્રાવશ થયા. સુર્યસિંહ ને વનદેવી મહેનત કરી જંગલમાંથી કાષ્ટના ભારા લાવી વેચી સંપથી દુઃખના દહાડા નિભાવી ગુજરાન ચલાવવા લાગ્યાં. બાળકો હંમેશાં ગાયો ચરાવતા તે પ્રમાણે એક સમયે ગાયો ચરાવવા ગયેલા ચંદ્ર-દીપસિંહને ગાયો નાશી જવાથી જરા મોડું થયું, સંધ્યાકાળ સુધી વાટ જોઇ બેઠેલા માતા પિતા બાળકોને જોઇ મ્હોટી ગૃહસ્થાઇનો પ્રેમ ગરીબાઇમાં દર્શાવી તેમને ઉચકી છાતી સાથે દાબી કહેવા લાગ્યાં, ભાઇ રસોઇ તૈયાર છે, તમે હજુ નથી જમ્યાં, ચાલો જમી લ્યો ! પવિત્ર બુદ્ધિનાં પુત્રો બોલ્યાં, અરે તમે કયારે ભોજન કરશો ? વનદેવી કહે, હમે તમારી સાથેજ જમીશું. બાળકોને અને પતિને રોટલાને શાક પીરસે છે, તેઓ સઘળું ખાઇ હાથ મ્હોં ધોઇ ઉભા થાય છે સતિએ પોતાને માટે જરાએ નહિં વધવાથી સંતોષ માન્યો. સુર્યસિંહ કહે, પ્રિયા ! હવે તું જમી લે. વનદેવી બોલી, પ્રાણ ! આજે મને ચેન નથી, હું ભોજન નહિ કરૂં. સુર્યસિંહ કાંઇ નથી વધ્યું જાણી કહે, આહા ! સમય-સમય-સમય ! ત્હારી બલિહારી છે !

રાગ—બિહાગ

કુદરતની ગતિ ન્યારી-સમયની બલિહારી છે !
ઘટમાળ ગતિ લે ધારી-સમયની સુચી બારી છે, કુ. સુ.

પલમાં રાય પલટેજ રંકમાં, રંક પલકમાં રાજ ઢંગમાં;
અકળકળા છે અપાર—અનુપમ પ્યારી છે, સ. ૧
કોણ પાર પામ્યું ભવજળથી, કુદરત ગતિ જાણે કો કળથી;
બળથી ન પામો પાર—ખુબી અતિ ભારી છે, સ. ૨
કોઈ હસે ને કોઇ રડે છે, જાણે અજાણે પાપ કરે છે;
ન્યાય સકળ મળનાર—વિભુની અહિં સ્વારી છે, સ. ૩
સૃષ્ટિ—બળે મેદાન ફરે છે, જમીન સિંધુનું રૂપ ધરે છે;
સૃષ્ટિને કો ઘડનાર—રીત (કહો) શું ધારી છે? સ. ૪
નટરૂપ ધરીને જગ નચવે છે, આનંદદાતા ઘણું રીઝવે છે;
ખોળ્યો નથી જડનાર—આંખપર અંધારી છે! સ. ૫
તપ કરી સંત પ્રભુ ખોળે છે, જગ નાયકની શોધ કરે છે;
શાસ્ત્ર નામ સ્મરનાર—મથ્યા બુદ્ધિ હારી છે, સ. ૬
શોધો શોધો વિભુને શોધો, સાર વગરના રગડા રોધો;
શોધે કંઈ જડનાર—કાળની તૈયારી છે! સ. ૭

**વનદેવી**—પતિ! ભાવિપદાર્થ બળવાન છે. આ સઘળું સંકટનું સહન શાને માટે? ફક્ત એક સત્ય માટે! જે થશે તે સહન કરીશ. કલ્યાણીનુ તો શું પણ સ્વર્ગનુ રાજ કેમ ન જાય? તમે છત્રસિંહ સાથે લડતાં હાથ ઉઠાવ્યો હોત તો અનેક પ્રાણીના પ્રાણ જાત, તેઓની સ્ત્રીઓ રંડાઈ આપણાથી અધીક દુઃખને પાત્ર થાત. આથી વિશેષ કષ્ટ પડે તો શું? પતિનાં સુખે સુખી ને દુઃખે દુઃખી રહેવું એજ સતિનો ધર્મ છે. પતિનો બોલ જાણીને તો શું? અજાણે ઉથાપનાર સ્ત્રી નર્કાધીન થઈ સંકટે રીબાય છે, તેને સદ્ગુણો છતાં સતિ નહિં પણ કુલટા સમજવી.

સુર્યસિંહ—ધન્ય છે ત્હારાં નિર્મળ વચનને! પેટ વ્હાલું નહિં કરતાં પતિ પુત્રોને જમાડી સંતોષ માનનારી ત્હારા કૃત્ય હૃદયને અસર કરે છે. હિંદુસ્તાનમાં ત્હારા જેવી સ્ત્રીઓ ભાગ્યેજ મળશે!

ચંદ્ર—હે માતા પિતા! તમો ઉત્તમ સુખ, ગુણ ને જ્ઞાનનું ભાન આપનારા પુજ્યમાન છો.

દીપસિંહ—હે પિતાજી! ક્ષત્રિ વિર્ય, ધૈર્ય ધારી, સંકટને માન આપી પરમાર્થમાં ખ્હેલ કરશોજ. હે જનુની–જન્મદાતા હમે ત્હારા ઉદરથી ઉત્પન્ન થઈ ત્હારાં શુરા પયનું પાન કરી, આ મિથ્યા જગત્‌માં અનેક ચમત્કારો પ્રસારી નામ અમર કરીશું.

વનદેવી—સત્ય છે, પ્રાણેશ્વર! સુખની કીંમત દુઃખ પડે ત્યારેજ થાય છે, દુઃખની કીંમત સુખ પડે ત્યારેજ થાય છે. (રાત્રિએ તેઓ નિંદ્રાવશ થયા.)

બીજે દિવસે પ્રભાતે ઉઠી બાળકો જમી ગાયો ચરાવા ચાલ્યાં, રાજા રાણી ભારો લેવા જંગલમાં કુહાડી લેઇ ગયાં. મધ્યાન્હે લાકડાનો ભારો લેઈ મુકામે આવ્યાં. વનદેવીએ ભારો વેચવા જવા હઠ કરી, પરાણે સુર્યસિંહને તરછોડી પોતાના પતિ પ્રેમના જુસ્સે ભારો વેચવા ચાલી ગઇ. સતિ દિલ્હીના દરવાજા પાસે એક સોદાગરના મહેલ આગળ આવી, પોતાના મધુરકંઠે બોલી ભારો વેચે છે.

રાગ—માઢ

હું વેચુ છું વેચુ છું વેચુ છું કોઇ કાષ્ટની ભારી લ્યો;
મારી ભારી લેઈ દામને દો! હાં....(૨) કો. ધ્રુ.
સુકા અમુલા કાષ્ટ છે રે, એમાં કંઇ ના ક્યાશ;

અંતે ખરીદો નગરજનો આ, લાવી છું આજે એ આશ; કો. ૧
કાષ્ટવડે ભોજન બને, મિતે જમે નર નાર;
વેચંતી નારીના કાષ્ટની કીંમત, આપો ખુશી ધરનાર; કો. ૨

**સોદાગર**—અહોહોહો ! શું સુંદર સ્વર ? મનહરણી કોણ હશે ? મને ભ્રમીત કર્યો, ધંધાનો વિચાર ભુલ્યો. (નોકર સાથે પોતાની હદના ઝાંપામાં બોલાવી.)

**સિપાઇ**—અરે હે કઠીયારણ ! ચાલ હમારા શેઠ તને બોલાવે છે.

**વનદેવી**—ભાઇ ત્હારા શેઠ ક્યાં છે ?

**સિપાઈ**—આ પેલા બેઠા, ત્હારી બધી કાઠી રાખશે. (સિપાઇ સાથે વનદેવી સોદાગર સન્મુખ જઇ ઉભી.)

**સોદાગર**—(સ્વગત) શું રસીક રૂપ ? મુખાકૃતિથી તો કોઇ રાજકન્યા માલમ પડે છે. હજુ સુધી અન્ય આવી સ્વરૂપા મ્હેં જોઇ નથી. મ્હારો સંબંધ આ ચિત્તહરણીથી જોડાય તો મહા આનંદકારી જીંદગી જાય ! (કુદ્રષ્ટિથી જોઇ-પ્રકાશ) કઠીયારણ તું કઠીયારણ નથી. કોણ છે રે ? નામ શું ? ક્યાં રહે છે રે ! ગૃહસ્થાઇના લક્ષણ ત્હારી હાલની ગરીબાઇમાં જણાય છે, તેનું કહે શું કારણ ?

**વનદેવી**—ભાઈ ! કર્મયોગે સુખ-દુઃખ પ્રાણીને સહન કરવા પડે છે. તપ, ભક્તિ, પુન્ય-દાન, સંત-સેવા એમાંનું કાંઇ નહિ મ્હેં કર્યું હોય ! તેથીજ દુઃખમાં પીડાઉં છું. મ્હારૂ નામ ઠામ જાણવાની આપને શી જરૂર છે ? બારી જોઇએ તો લ્યો-નહિં તો રજા આપો ! હું નકામી ખોટી થાઉં તેના કરતાં બીજે બારી વેચી પેટપુરતા દામ મેળવી ઝટ મુકામે જાઉં.

**સોદાગર**—ત્હારી ભારી મ્હેં રાખી લીધી! ભાગ્ય ઉઘડ્યાં, નચિંત થા–કઠીયારણ! સારૂં થયું અહિં આવી! ત્હારે ભારી વેચવાની શી જરૂર છે? ત્હારો મધુર સ્વર ભારી વેચવા યોગ્ય નથી, આ અનુપમ કાયા કોઇ રાજવંશીને લાયક છે. દુઃખ દુર કર, સુખની ઇચ્છા ધર! (નીચ વેણ શ્રવણ કરી સતિએ ચાલવા માંડ્યું. સોદાગરના હુકમથી સિપાઈ સતિને પકડી લાવ્યો.)

**વનદેવી**—હેરાન થઇશ, મને જવાદે!

**સોદાગર**—ગયો અવસર હાથ આવતો નથી, માટે કેમ જવા દેઉં? પલાયન ક્યાં થાય છે?

**વનદેવી**—સમય ને અવસર સત્કર્મ માટે છે, કુકર્મને માટે નથી. કુકર્મ અવસરને નષ્ટ કરે છે, સત્કર્મ અવસરને ઉત્તમતા અર્પી ભવિષ્ય સુધારે છે.

દુષ્ટ સોદાગર મુકામ ઉપાડી સતિને રથમાં નાંખી પોતાને દેશ ચાલ્યો. વનદેવીનાં રૂદનથી નદીનાં નીર સ્તંભી ગયાં, પશુ પંખી વિલાપ કરતા; પતિ પુત્રોના વિયોગે સતિએ દુર્બળતા ધારી સુંદરતા મેલી. પાપીએ સાથેના નોકરો સહીત રસ્તામાં આવતા એક મનોરંજક સરોવરપર મુકામ કર્યો. નીચબુદ્ધિનાં અન્નથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, તેથી સોદાગરનું અન્ન-જળ કાંઇ ગ્રહણ કર્યું નહિં. ક્ષુધા તૃષાએ પીડાતી બોલી, હું અભાગી! પતિ પુત્રો વિના સંતોષ શું રાખું?

સોદાગર— રાગ—શું નટવર વસંત–

અહો! થનન થનન બોલી રીસ કાં કરે?
અલી રીસ કાં કરે, મને દુઃખી શું કરે? અ. ધ્રુ.

આપું રૂડી શાહ્યબી, મ્હોટાં મનહર મ્હેલ;
બાગ બગીચે ફેરવું, લે પટરાણીની સ્હેલ;
વ્હાલી ત્હારા વિના બન્યો કેવળ હું બ્હાવરો;
પ્રીતિ ભૂખ્યાનું માન શાને તું હરે? અ. ૧

વ.— સોદાગર શાણા બની, સતિ સતાવે શુદ્ધ;
ભ્રષ્ટ કરે પરનારીને, બળી રહી છે બુદ્ધ;
દેઉં હું શ્રાપ અતિ ઉગ્ર. ભસ્મ બને મ્હેલોરે;
પડો કષ્ટ થાઓ અકાળે મ્હોત, પાપ પંથ સ્હેલોરે;
ક્રોધાતુર શીદ થાય છે, સત્ય વદું વિચાર;
માને તો પાયે પડું, જોડી દે સંસાર;
વ્યભિચારી હાલ ત્હારો કાળ શિર આવશે;
હજી પણ ન્યાયનો વિચાર ના કરે, અ. ૨

સતિના શ્રાપથી તંબુ સળગ્યા, કેટલાક નોકર અગ્નિમાં બળી મરણ પામ્યાં. સોદાગર દાઝયો ને નાઠો, તે વનમાં રખડી ભુખ તરસથી દુઃખી થઇ, અન્ન-દાંતને વૈર પ્રગટયાથી અથડાતો ટીચાતો કાળને વશ થયો. સતિ પોતાના સ્વરૂપને ધિક્કારતી પંથે પડી, બળ્યું આ મ્હારૂં રાજ-તેજ ને રૂપ! નસીબના ચક્રરે ચઢી-હાય દૈવ!

---

# પ્રકરણ ૧૭ મું

રમણ જાદુગરના મહેલે આસપાસ અગ્નિના થતા ભડકાને જ્વાળાએ મુર્છાંગત થયો છે, તે એકાએક ઝબકી જાગ્યો. જાદુગર આવતો ત્યારે માયાવી પ્રકાર કરતો. બાળાઓ, રાક્ષસો વિગેરે મનુષ્યો જાગૃત થયાં, બેઠેલાં ઢળી પડયાં, ઉભેલાં પડી ગયાં, સુતેલાં જાગ્યાં, સર્વેએ જાણ્યું જાદુગર આવે છે. રમણે વિચાર્યું પરમાત્મા બચાવવાને પ્રથમથીજ માર્ગે દોરે છે, છતાં ગાફલ રહીશ તો મૃત્યુ થશે. હસ્ત પ્રસારી ભડકા બ્હાર નીકળવા તત્પર થયો, જાદુબળે જ્વાળાએ મુખદ્વારા પેશી તેને કુલાવ્યો, હવામાં ઉડી રમણ મહેલના સાત માળે ચડયો, ત્યાં જોયું તો સુવર્ણ બાજઠ ઉપર સુવર્ણ મંડપ દીઠો; તે સ્વર્ગ મૃત્યુ, પાતાળની શોભા દર્શાવતો હતો. મંડપમાં એક તરફ નર્ક–કુંડ હાડ, ચામ, માંસાદિ દુર્ગંધથી ભરેલો ને બીજી તરફ અમૃત–કુંડ સુગંધ, સુવાસના આપતો દીઠો, રમણની નજર સુશોભીત ઝરીયાનની સાડી ઓઢેલી એક યુવાન બાળાપર પડી, તે હિંચકે હિંચતી દર્શાઇ. સ્વરૂપ ને કાન્તિ જોઇ મોહ પ્રગટયો. બાળાના અંકે બાળકથી વૃદ્ધ સુધીના મનુષ્યાવતાર, જનાવર, પંખી વિગેરે જીવ હતાં, તેઓ તે બાળાના ચમત્કારનો આનંદ માનતા હતા. પાછળ દ્રષ્ટિ કરતાં અન્ય ચાર સફેદ વસ્ત્ર પરિધાન કરેલી બાળાઓ દીઠી! તેના હાથમાં ચાર અમુલ્ય ચીજો હતી. રમણને એથી આનંદનો પાર રહ્યો નહિં. હિંચકે હિંચતી બાળાએ રમણને માર્મિક દ્રષ્ટે જોયો.

સુખ મનોભાવને નિહાળી રમણ આશ્ચર્યચકીત બનેલો વિચારના વમળે ચકરીયો ખાય છે. શું પ્રિય રમા તો નહિં? આ કઈ જાતનો પ્રેમ? શું સમજું? પિતા પતિ ને પુત્રના રૂપાંતર ભાવે દરેકને રમાડનારી આ શું મ્હારી રમાદેવી હોય? મનાતું નથી, પણ જણાય છે કાંઈ આ જગત્ દ્રષ્ટા ઈશ્વરના માયાપત્નિ રમાદેવી છે! આ સંસ્કાર લોહથી ભલે ગમે તે હો પરંતુ તેના પનારે પડી સુખ માનનાર અજ્ઞાત જીવને ગુપ્તભવ્ય રસ્તો દેખાડનાર એક અદ્વિતીય સર્વેશ્વર સિવાય કોઈ નથી! સંસાર યથાર્થ છે કે વૃથા? દ્રષ્ટે દેખાય છે તે તૃત છે, ફક્ત આનંદ–કર્માર્થે ઈષ્ટની અકળકળા છે, જેમે વળગી પાછળ ભમનાર ને મ્હારૂં ત્હારૂં સમજનાર પંચભુતના આશક ભૂત છે! તો આ અગમ્ય પંથે મને ઘણો ભય લાગે છે. રમણે નેત્ર મીંચી ગર્જના કરી, માયા મયા! દ્રષ્ટિથી દુર થાઓ હું અલ્પબુદ્ધિ પાર પામવા અશક્ત છું. આ ધ્વનિથી તે બાળા અદ્રશ્ય થઈ પોતે ક્યાં ઉભો છે ને નેત્ર ઉઘાડી જોયાથી ભાન ભુલ્યો, પણ સન્મુખ ચારે બાળા હસ્તની ચાર ચીજો આપવા તત્પર થઈ, જેથી કંઈ આશ્રય મળ્યો માની તેણે હિંમતથી મન દ્રઢ કર્યું. ચારે બાળા બોલી, હે શુરવીર પુત્ર! તમે પ્રસન્ન છીએ, આ ચાર વસ્તુ લેઇ કૃતાર્થ થા! ત્હારો જય થાઓ. સ્વર્ગ, મૃત્યુ, પાતાળે જવા તું શક્તિવાન થાઓ. લક્ષચોરાશીનો ફેરો ટળો, અંતે અમર થઇ જ્ઞાની થાઓ. આશિર્વચન શ્રવણ કરી પોતાની મનકામના પુર્ણ થયાના સ્વાર્થે ચાર વસ્તુ મેળવવા નિશ્ચય કર્યો. નીચી નજરે ત્રણ પગલાં ભરતા નીચે પાતાળ, ઉભો છે તે મૃત્યુ ને ઉંચે સ્વર્ગ જોયું. વિસ્મ ને મુસ્કેલી ઉભી થઇ. રમણ ચિત્રમય મહેલ જોઈ કહે, શ્રીકૃષ્ણની

અકળકળા ન્યારી છે! વિશ્વાસુના વિશ્વાસ તુટે છે, નિશ્ચયીના નિશ્ચય છુટે છે, ભકિતમાં ભંગાણુ પડે છે; છતાં પ્રબળ વીર તે જાદુગરની મુલાકાતે થરથરી ન જનાર કોઈ વિરલાજ હશે. આખરે હિંચકે હિંચતી બાળાએ સ્વરૂપ પ્રકાશ્યું! તેમાં અંજાઇ પોતે અમુલ્ય અવસર ગુમાવ્યો સમજી તેના ચમત્કાર જાણી તત્કાળ ત્યાંજ લોભાઇ, મિથ્યા માયાવી તેનું પદ પામવા ઇચ્છા કરી છે; કપટખુનામરદીએ તેનું દિલ ઉશ્કેરાઈ ગયું છે, તેવામાં અંબિકાથી એક તલવાર અચાનક પડે છે. પુર્વનાં પુન્ય તેટલીજ સારી મતિ હોય છે, તેજ પ્રમાણે જ્ઞાન બળ, કામ આવે છે. રમણે કામદેવની પત્નિ રતિ તુલ રૂપાળી બાળાનું શિરછેદન કરવા નિશ્ચય આદર્યો. ક્રોધાવેશે બાળાએ સજ્જ થઇ જોરથી રમણને એક લાત મારી, તે બિચારો નીચે ચોકમાં પછડાયો; તરત પ્રથમ પગથીએ સફેદ વસ્ત્રી મળેલ બાળા આવી તેને ઉપાડી અઘોર જંગલમાં નાઠી, અને એક ઉંચા પ્હાડપર લેઇ ગઇ. ત્યાં દહેરૂં ને આસપાસ પત્થરનો કોટ હતો. ફળાદિ મેવાનાં વૃક્ષોથી તેમ મીઠા જળનાં ઝરણોથી પ્હાડ રળિયામણો હતો, તેમાંથી સરસ્વતિ સરિતા નીકળી ઉત્તમ ગુણથી શોભાની વૃદ્ધિ કરે છે, એવાં સુખાકૃતી પ્હાડને શિખરે રમણને મુકી સફેદવસ્ત્રી બાળા જાદુઈ—મહેલમાં દાખલ થઇ. હિંચકે હિંચતી બાળાના ચમત્કારોના ભયથી ગભરાએલ બાળક પોતાની સ્થિતિના ઉદ્‌ગારો કાઢતો નેત્ર મીંચી પરમેશ્વરનું ધ્યાન ધરે છે! બ્હીતાં બ્હીતાં નયન ઉઘાડી જોયું તો પોતાને એક ઉંચા પ્હાડપર પત્થરના કોટ વચ્ચે દહેરા નજીક જોયો; વળી તેને પ્હાડપરથી ઉતરવાનો રસ્તો નથી એમ જણાયું, દહેરામા જઇ જુએ છે તો મુર્તિ મળે નહિં. હિંચકે હિંચતી બાળાના

હુમલાથી તેનું ભાન ખસ્યું છે. ગાડા બહુ ઘુમતો ગભરાઈ પુર્ણું બેભાન સ્થિતિથી પૃથ્વિપર પછડાયો. 'જેને પરમાત્મા ઉગારે છે તેને કોણ મારે છે?' :એક ખેતરવા દુરથી એક મહાત્મા દોડી આવ્યા! નિસધાર નિહાળી અસ્વસ્થ બાળકને ઉચકી પોતાની પરમકુટીકાએ લેઇ ગયા. પરમકુટીકા (વાંસકટીની વૃક્ષ-પત્રે છાએલી ઝુંપડી) પ્હાડની પોલાણમાં એક ગુફા લિપે હતી. ઝુંપડીની એક તરફ મ્હોટું ભોંયરૂ હતું ને બીજી તરફ રળિયામણો ન્હાનો બાગ ખીલી રહ્યો હતો. શાંત સ્થળે રમણને રાખી મહાત્માએ શુદ્ધિમાં લાવી છ માસ ઉત્તમ જ્ઞાન આપ્યું ને વેદનું ભાન કરાવ્યું. યોગાભ્યાસે તેનું ચિત્ત ખેંચાયાથી તેમાં પણ પ્રવીણ કર્યો ચતુર રમણને પ્રથમનો બ્રહ્મચાર્ય આશ્રમ પળાવ્યો. ગૃહસ્થાશ્રમની વેળા થઇ એટલે મહાત્માને ચિંતા થઈ! રમણનું અથ ઇતિ જીવન-ચરિત્ર જાણી વિચાર્યું, હવે રમા-રમણનો મેળાપ કરવો યોગ્ય છે. સમાધિસ્ત થઇ તપાસ્યું. રમા અઘોરવનમાં દુઃખદ સ્થિતિમાં ચાલી જાય છે. રમણે પોતાની વ્હાલી વિયોગી રમાની લાગણી દર્શાવી!

**રમણ**—કૃપાનાથ! રમા ક્યારે મળશે?

**મહાત્મા**—ભાઇ! હાલ નહિં મળે. ધૈર્યતા કાર્યનો પાયો મજબુત કરે છે.

**રમણ**—કઈ દિશામાં જાઉં તો મળશે અને ફેરો સફળ થશે? હું રજા લેઉં છું, મને રજા આપો, ધૈર્ય નહિં ધરાય, રમા વિના નહિ રહેવાય!

**મહાત્મા**—માયામાં મળેલા પ્રાણી! તું રજા લેઇને

ક્યાં જઈશ? મનનો વેગ વિશેષ માયાલિપ્ત કરશે!

**રમણ**—મ્હારી રમાને શોધવા! પતિવ્રતના ભાગ્યોદયે ભેટતાં માયા અવિકારી નથી ગણાતી?

**મહાત્મા**—શું ત્હારી રમાને? સ્થુલ શરીરનો ભાવ જીવાત્માને આજ ઉપયોગે દોરે છે, તે સર્વત્રમાં જાહેર છે.

**રમણ**—ગુરૂજી! ઉપયોગ સત્ય છે, રમા નામનોજ યોગ! જ્યાં સુધી બન્નેનો દેહમાં પ્રાણ રમે છે ત્યાં સુધી અરસપરસ સગાઈનો સંબંધ ટકે છે.

**મહાત્મા**—અજ્ઞાનીયો માયાનાં અદ્ભુત ચરિત્ર આગળ શું કરી શકવાના છે? હે રમકડારૂપ શિષ્ય રમણ! દેહ ત્હારો નથી તો રમા ક્યાંથી?

**રમણ**—દેહ આપણો નથી, પણ મન તરંગ ને કર્મ દેહને વળગેલાં છે, પ્રાણી મૃત્યુ પછી વાસના તેવોજ દેહ પામે છે, કર્મ તેવાંજ સુખ-દુઃખ મળે છે. પ્રેમ હૃદયને પુરપાટ ઉત્તેજન આપી થનક થનક નચાવે છે, જીવ મનરંજન રમાને ભેટવા ચ્હાય છે, દ્રષ્ટે જોયાથી મોહ પ્રગટે છે, મોહ મનને પ્રેરે છે, મન કાયાને કાર્યમાં વધારે છે. યોગેશ્વર! રમાપર મન દોડયું ધસે છે, પણ હું રમાને દેખતો નથી.

**મહાત્મા**—અત્યારે ક્યાં તું જુએ છે કે મોહ ઉત્પન્ન થાય છે? અદ્રશ્ય વસ્તુનો મોહ એ પણ માયાજ છે.

**રમણ**—પ્રથમ રમાને ગૃહસંસારે જોઇ હતી, મ્હેં તેને મોહથી ગૃહિણી, અર્ધાંગ્ના, પત્નિ, પ્રિયા, નારી ને કુળવધુ માની છે! તેથીજ એ મનોહરને દેખીશ ત્યારેજ શાંતિ થશે.

**મહાત્મા**—રમા રમા શું કરે છે? તેને તું ક્યાંથી દેખીશ?

રમણ—ત્યારે શું પરમાત્માએ મ્હારી રમાને દ્રષ્ટિપટે કોઈ અગમ્ય કે અલક્ષ્ય સ્થળે સંતાડી છે? અરે હું નજરે નહિં નિહાળું ને તે મને સંપુર્ણ જોઈ શકશે! એ અજબ ન્યાય છે. હે યોગીરાજ! હું કોઈ મુસાફર કે પંથીને પુછીશ, ને આ સુનેત્રોથીજ એને નીરખીશ! મહંતજી! એતો કહો-તે ક્યારે મળશે?

મહાત્મા—સત્ય સમજતો નથી, ખાલી બકવા કરે છે. જા-આજથી છ માસે ઉત્તર દિશામાંથી મળશે. રમાનું સ્મરણ કરે રમા નહિં મળે, રામનું સ્મરણ કરે રમા મળશે. માટે રામ ભજ-માયા તજ!

રમણ—દયાળુ! માયા તજાતી નથી, હું માયાને વશ અર્થાત લુબ્ધ તેમાં નહિં થાઉં. રામ ભજે રમા મળશે, ત્યારે રમા ભજે રામ નહિં મળે?

મહાત્મા—રમા ભજ્યાથી રામ મળે! કારણ વસ્તુતઃ સ્મરણનું બળ નામ સ્મરણના યોગે એકત્ર સમજાય છે તોજ પ્રેમને નેમ રહેતો નથી. વાલ્મિક ઋષી અવળા નામે 'મારા મારા' એ મંત્રોચ્ચારે તર્યા હતા. જેમણે આખી રામાયણ રચી. ભાવ તેવી ભકિત, વિચારો તેવાં કૃત્ય ને ફળ. કોઈ રામ ભજેથી મોક્ષ પામ્યા, કોઈ અન્ય નામે ભવ તર્યા!

રમણ—જ્યારે આપ કહો છો, રામ ભજેથી રામ મળે ત્યારે રમા ભજેથી રમા કેમ ન મળે?

મહાત્મા—પ્રમાણુ જોતાં પરમાત્માની શકિત અગાધ છે. ત્હારી રમાની તો શું! પણ ત્હારી ને મ્હારી, અન્ય સકળની તેટલી શકિત નથી! રામ જગ વિસ્તાર છે. તને, બીજાને, મને-ઘડનાર, જીવાડનાર, મારનાર, રમાડનાર, જમાડનાર ને ભમાડનાર

જગત્ પિતા તુલ છે. તે સઘળું જાણે છે-તેજ ત્હારી રમાને દર્શાવશે, માટે વિશ્વાસ રાખ.

**રમણ**—ઇશ્વરેચ્છા ઇશ્વરીકળા દેખાડે! વિશ્વાસ કેમ રહે? રામની ઇચ્છા કરૂં તો રામને મળું, રમાની ઇચ્છા કરૂં તો રમાને મળું! વિચાર દ્રઢતા ને શક્તિ વિશેષ હોય તો પ્રેમાળ મન કાર્ય પુર્ણ કરે કે નહિં? હે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમહંસ મહારાજજી! શંકા દુર કરો, હું અલ્પજ્ઞાની આપના અગાધ મનોબળ આગળ અલ્પજ છું

**મહાત્મા**—હે સદાચર્ણી શિષ્ય! બેશક કાર્ય થાય. ઇચ્છાથીજ કાર્ય પુર્ણ થાય, પણ દ્રઢતા જોઇએ; શુભેચ્છાથી મનમાં કેટલીક વસ્તુઓપર ભાવ થાય છે. ભાવ વધી જીજ્ઞાસાના રૂપમાં આવે છે; વસ્તુઓ જાણવાની, મેળવવાની, ભોગવવાની, તેની ખુબી ને વિલાસ સમજવાની મરજી થાય છે, તેને જીજ્ઞાસા કહે છે. જીજ્ઞાસા વધીને શોખનું રૂપ પ્રાપ્ત થાય છે. શોખ વધીને ટેવ પડે છે, ટેવના બળથી વસ્તુ વિના રહેવાતું નથી. ટેવ મજબુત થઇ સ્વભાવના રૂપમાં મળે છે, ત્યારે વસ્તુ પોતાનીજ મનાય છે. સ્વભાવ દ્રઢ થઇ જીવાત્માને અસર કરે છે. સંસ્કાર તથા વાસનાના રૂપમાં ચિત્તમાં, બુદ્ધિમાં, અહંકારમાં ખેંચી શરીર બદલાય છે, પણ વાસનાઓ રહી જાય છે. વાસના સંસ્કાર થઇ નસીબ બાંધે છે. માટે ખોટા વિચાર દુર કરી સારા વિચાર ધારણ કર. નિર્મળ મન રાખી નિરંતર નીતિનું સ્મરણ ધરી ન્યાયી થા! ખોટી યા ખરી, સારી યા નઠારી, ઇચ્છા વધીને નસીબનાં રૂપમાં મળે છે, માટે અત્યારથી ચેત!

**રમણ**—સત્ય છે! સઘળું જ્ઞાન ઉત્તમ ને સુખ દુઃખનો

ન્યાય દર્શાવનારૂં છે. મયાળુ મહાત્મા! રમા હૃદયમાં વસી છે, રામને હૃદયમાં વસવાની જગા તો જોઇએ!

મહાત્મા—રમાને બાર કાઢ ને રામને હૃદયમાં ઉતાર. મન ચંચળ છે, તે એક કરતાં વિશેષ વસ્તુઓપર એકીવખતે પ્રેમ રાખી શકે છે, ઇચ્છા નહિ માની રામ સ્મરણ કર તો પરમાત્મા દયા કરી સદગુણી રમાને એની અચળ સુખ આપશે. પ્રિય વસ્તુને દ્રષ્ટિએ રાખી આનંદ માનીએ છીએ, જ્યારે પ્રિયને ક્ષણવાર અળગી કરી માન નથી આપતા તો લાગણી નથી થતી. તેમ પરમાત્માને જ્યારે પ્રિય ગણી, રમાને પ્રિયતમા પ્રમાણે રાખીશ તો વાંધો નહિં આવે. માયા સમજે તો સુખકારી છે, નહિં તો બહુજ દુઃખકારી છે, માટે મહાત્માઓએ તેને દુઃખકારી ગણી છે. આ માન્યતા ચારે યુગમાં છે.

રમણ—સદગુરૂ! જ્ઞાનથી થએલ અધિકારી આત્માને દુઃખ દીધાથી પરમાત્મા દુઃખી થાય, તે શું સત્ય?

મહાત્મા—હા સત્ય છે!

રમણ—ત્યારે મને હવે જરૂર રજા આપો! રકાણે ને મ્હારી રમાનો આત્મા દુઃખી થાય છે. ખચીત પરમાત્માને દુઃખ પડે છે, આત્મારૂપ પરમાત્મા હેરાન થાય છે. કૃપાળુ! પરમાત્મા ઇચ્છા પારપાડી અચળ સુખ આપશે, બન્નેનો લગ્ન સંબંધ શાસ્ત્રાર્થે જોડાયો છે. માટે જો હું ઉમ્મરલાયક બાળાનો પતિ થઇ શોધી સુખ ના આપું તો પાપિષ્ઠ ગણાઇ નર્કનો અધિકારી થાઉં છું, હવે જરૂર જવા દો!

મહાત્મા—તને આટલું જ્ઞાન પ્રાપ્ત થયું તે ત્હારી શુભકરણીનાંજ ફળ છે. તને પુર્ણ નીતિ–અનીતિનાં દર્શન થયાં છે, તેથી પ્રસન્ન થઇ હર્ષની સાથે હું આશિર્વાદ આપું છું કે

જ માસે રમા મળશે—જા ત્હારૂં કલ્યાણ થશે! પણ કહ્યું છે, 'લીખના પઢના ચાતુરી વોહુ સબ બાતા સ્હેલ, જો કરનેસે હરિ મીલે વોહુ સબ હય મુશ્કેલ!' માટે પરમાત્માના પરમપદને માગવું કહ્યું છે. અત્યાર સુધી તને ફક્ત બ્રહ્મચાર્ય આશ્રમનું જ્ઞાન મળ્યું છે, હજુ બાકીના ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સન્યસ્થ એ ત્રણ આશ્રમનું જ્ઞાન રહ્યું છે. રમા મળ્યા બાદ તેને લેઈ મ્હારી પાસે આવજે જે જાદુગર તને નથી મળ્યો તે જાદુગરના દર્શન અપાવીશ, તેની અલૌકીક કચેરી ને ચમત્કારો શીખવી પરમાનંદરૂપ પ્રાપ્ત કરાવીશ. ૐ शान्तः शान्तः शान्तः (ઝુંપડીમાં જઈ મહંત સમાધિસ્ત થયા.)

રમણ—ગુરૂજી-જય જય! વંદન કરૂં છું-દંડવત, તથાસ્તુ-તમારૂં વચન સત્ય હો! હું રમાને લેઇ ઝટ પાછો આ સ્થાને આવું છું. હરે રામ! (રમાને શોધતો જ્યાં કમળાશંકર શિવાલયમાં પુરાયો છે ત્યાં આવ્યો.)

કમળાશંકર—અરેરે-મ્હારી જીવનપ્રાણ રમા! જરા બોલ તો ખરી, મને તરછોડી ક્યાં ગઇ? બારણે સાંકળ ચડાવી રંડા નાશી ગઈ. અરે કોઇ દ્વાર ઉઘાડો—દ્વાર ઉઘાડજો, હું પ્રેમી પ્રેમને બદલે આ જેલ પામ્યો છું!

રમણ—અહોહોહો! શંકર પ્રસન્ન થયા! જો કોઈ અન્ય અંદર હોય તો આ પુજન અજબ થયું, શંકરનું પુજન કરતાં પોતાનુંજ થયું! પણ રમા એ શું? રમાપતિ તો હુંજ છું. આ લેહી બનાવ બરાબર તપાસવો, કોણ છે અંદર?

કમળાશંકર—હે ભાઇ! જરા દ્વાર ઉઘાડજો, મને બ્હાર કાઢો. ત્હારી આશા વ્યર્થ જતાં મને આ ફળ મળ્યું.

**રમણ**—લાવ બ્હાર કાઢી તેની બીનાથી જાણીતો થાઉં. (સાંકળ ઉઘાડી દ્વાર ખુલ્લાં કરી કુકર્મીને બ્હાર કાઢયો,) ભાઇ! સાચું કહો, અંદર શાથી પુરાયા? તમને કોણે પુર્યા?

**કમળાશંકર**—હા....શ! શું કરૂં? શાણા આ બધી મોહથી મોકાણ મંડાઇ! મોહનીનું મોહ્યો જોઇ મોહું, હાથ આવ્યું સોનાને બદલે લોહું, હું હવે તેને ઝાલવા કયાં દોડું? પરાણે પરાણે હાથ આવી, ત્યારે નાશી ગઇ થકાવી, મ્હારૂં માથું દીધું પકાવી; મ્હેં ઘણી સમજાવી, પણ મ્હારી શીખ વીખ સમાન માની હૃદયે ન લાવી. યૌવનવયથી છાકેલી બાળાનાં કર્મ કાળા; સંગ કર્યાથી દીઠા દુકાળા, ભુખાળા, તૃષાળા! પરદારાની પ્રીતિ માટે ભટકીએ, તો અધવચ લટકીએ, એમાં શી નવાઈ મ્હારા ભાઈ! મળી ત્યારે કળી-છળી કહે છે, મ્હેં તમારો સાચો પ્રેમ મળવાની બાધા રાખી છે-બાધા! મ્હેં કહ્યું ચાલ મ્હારે ઘેર, પડશે લહેર-બાધાને સાટે બેઠી બેઠી ખાધાકર ખાધા! તેણે શંકરનું પુજન કરવાની હઠ કરી, મ્હેં વિચાર્યું, હરિ....હરિ! આ તો જાય છે ફરી, ત્હેં ખરેખરી કળા ધરી! આખરે અહિં લાવી, એજ રંડા-જો હાથ આવે તો જરૂર મારૂં બેચાર ડંડા! પુજનમાં હું રોકાયો ને સ્વાર્થ ગમાયો. તે સાંકળ વાસી નાસી ગઈ, અરે કર્મ તને શર્મ નથી?

**રમણ**—હા....હા! સ્ત્રી-ચરિત્રનો પાર કોઇ પામ્યું નથી. આ તો ભારે થઇ, તેનું નામ શું? કયાં રહે છે? જરા જણાવશો.

**કમળાશંકર**—તેનું નામ રમા! ને તે ધારાનગરીની હતી. ખુબસુરતીમાં છેક આડો આંક!

**રમણ**—(સ્વગત) કાળા કર્મનો કર્તા-ત્હારાથીજ અમે

બન્ને દુઃખી ને વિયોગી થયાં. અહાહાહા! જેનો બેલી પરમાત્મા તેનો કદી દુઃખી થાય નહિં આત્મા! શું રમાની આટલી બધી ચતુરાઇ? ધન્ય છે-તેની નીતિ રીતિને, એ પતિવૃત ધર્મની પ્રીતિને! સત્ય સુલક્ષણુ સ્ત્રી મિથ્યા જગત્ જીતી .સ્વર્ગ સુખ આપનાર છે. હવે આ કામાંગી કમળાશંકર પ્રત્યે દ્વેષને ક્રોધ કરી વર્તન રાખવું અયોગ્ય છે, કારણુ તે જ્ઞાનીને અઘટીત છે. કર્મ કરે તે ભરે! સમદ્રષ્ટિએ રહી પુરૂષાર્થે પ્રિયાને મેળવી ધૈર્યતાથી ગુરૂવચને ગૃહસ્થાશ્રમ સુધારવો એજ સદ્ભાગ્ય! ને મ્હારૂં કાર્ય છે, તેનાં શિયળની રક્ષા કરનાર શ્રીજગનાયક જાણે છે. (પ્રકાશ) ત્યારે હવે શું ધાર્યું?

**કમળાશંકર**—આટલી ન્હાની તરૂણવયમાં યોગ લેવાનું પ્રયોજન? કાંઈ ગોટાળો સમજાય છે!

**રમણુ**—સંસારની ઉપાધીઓ રહીત થઇ નિરંજનનો જાપ જપી કૃતાર્થ થવા! વૈરાગ્ય-વૃત્તિથી કૃષ્ણ પરમાત્માના ભક્તિ રહસ્ય જાણવા. (સ્વગત) આટલું થયાથી વ્યભિચારીની ઇચ્છાઓ બદલાઇ કે નહિં? લાવ તપાસું. (પ્રકાશ) રમા તરફના વિચારોનું શું નિરાકરણ કર્યું?

**કમળાશંકર**—અવર્ણનીય-હૃદયરંજની રમાને તો હું અંતરથી અળગી કેમ કરૂં?

**રમણુ**—(સ્વગત) વાહવા! હજુ પણ એજ ઉદ્ગાર! કામાંધ ખત્તા ખાય રીબાય પસ્તાય તોય તલપ તેની તેજ! માટે સમયસુચકતાએ એના મનને મળી સદાચર્ણી કરી સુપંથ દર્શાવવો. (પ્રકાશ) ચાલો આવો છો?

**કમળાશંકર**—ક્યાં લેઈ જશો?

રમણ—રમાને શોધીએ—હું પણ તેના પ્રેમ માટેજ આ દુઃખનો ભોક્તા થયો છું!

**કમળાશંકર**—હાહાહા! (સ્વગત) ભાઈ પણ ભામાના ભામે ભમી ભટકાયા છે. વાહવા રમા....વાહ! તહેં પણ તહારી કામજાળે કેટલાને લપટાવી અથડાવી ખરાબ કર્યા છે? (પ્રકાશ) શા માટે નહિં આવું? વિયોગે રીબાવું કોને સારૂં લાગે? ચાલો. (બન્ને રમાની શોધાર્થે ઉત્તર દિશામાં પંથ કાપતા ચાલ્યા.)

---




રાજા સુર્યસિંહ દિલ્હીની ધર્મશાળામાં જાગૃત થયો, વનદેવીની રાહ જોઇ બેઠો છે, તેટલામાં ચંદ્ર દીપસિંહ ગાયો ચરાવી ઉતારે આવ્યાં. માતાને નહિં જોયાથી પુછવા લાગ્યાં, અમારી માતુશ્રી વનદેવી ક્યાં છે?

સુર્યસિંહ—ભાઇ! કાષ્ટનો ભારો વેચવા ગઇ છે, તે હજુ નથી આવી—[illegible] આવશે.

ચંદ્ર
દીપસિંહ } —પિતાજી! કહેશો કાંઇ—ક્યારે આવશે?

ક્ષુધાથી [illegible].

રાજા પુત્રને લેઇ ગલીઓગલી [illegible] શોધનો [illegible] કાપતો અઘોર જંગલમાં ચાલ્યો જાય છે, અચાનક [illegible] ઝાડીમાં આવ્યો. બાળકને જગદંબા આશાપુરી અંબીકાના સ્થાન નજીક આવેલા કેદારેશ્વર મહાદેવના ઓટલે બેસાડી વનદેવીની શોધાર્થે આસપાસના પર્વતની હારમાં સરસ્વતિ સરિતાની ઉત્પત્તિ નિહાળતો ચાલ્યો, એક ઉંચા પહાડપર ચઢી દ્રષ્ટિ કરી ચોતરફ જોયું! વનદેવી ક્યાંથી મળે? નિરાશ થઇ ચંદ્ર દીપસિંહની સંભાળ લેવા પાછો ફરી ઉતરે છે.

આ તરફ સરસ્વતિએ દેવીનું રૂપ પ્રકાશ્યું, જુઓ બાળકના સદ્ભાગ્ય! તરતજ સં[illegible]શ્વરી મંમાયાનું કલેવર ધારી પોતાની બ્હેન ભદ્રકાળી સંગે અન્ય કેટલીક દેવીઓ લેઇ પધાર્યાં. વન-વિહારાર્થે આવેલ શક્તિઓનાં દર્શનથી રાજપુત્ર બન્ને આશ્ચર્યમાં

ડુબાઇ ગયાં! જગદંબા અંબાએ ને સરસ્વતીએ ગરબાની શરૂઆત કરી, અહિં આ રમુજમાં બાળકો વનદેવીને ભુલી ગયા!

સર્વેંશ્વરીઓ— રાગ—અરે શું માનવનો—

બનેલા જગતે જનના મન પલકમાં ગળી જશેરે,
મળેલા માયાના પુરણુ છંદ ખલકમાં ટળી જશેરે;
પલકમાં ગળી જશેરે—જોબન તન ઢળી જશેરે! બ. ધ્રુ.
માબાપ જાણે મ્હોટા થાય આ..........માનમાં,
પણુ વહી જાય છે જરૂર જીવ આ..........ભાનમાં;
સમજે ના નાદાન! (૨) બ. ૧
જોતાં ખેલ આ સ્વયંજ્યોતિ રૂપ સંસારનો;
સમજાઇ રહે સત્સંગ અંગે રંગ વ્હેવારનો;
કળાનિધિ કળીયુગને પણુ એક આજે આધારનો;
પ્રાણુ પંચાત્મક પુરણુ પરમેશ્વરના પ્યારનો!
ભ્રમરનું ધરો ધ્યાન! (૨) બ. ૨

આ રંગમાં ભંગ! રાજા સુર્યસિંહ આવ્યો—એટલામાં શક્તિઓ અલોપ!

બાળકો— રાગ—સારંગ,

શી મનોહર કાંતી—એ મોહની ?!
રહે ન જરા ભ્રાંતી—એ મોહની!! શી. એ. ધ્રુ.
બ્રહ્માએજ ઘડી હેઠ ઉતારી, જે નરમાં છે લાયક ચિતારી;
વિસ્તારી ના શકે મતિ અમારી, હે જીવનભર શાંતિ— એ. ૧

દીપસિંહ—પિતાજી! તમો વારંવાર અમને કોઇ કોઇ સ્થળે બેસાડી અમારી માતાને શોધવાના બાને ચાલ્યા જાઓ છો,



ઘણી વાર થઈ જાય છે તોય આવતા નથી. અમને અતીશય દિલગીર થવું પડે છે, પરંતુ આજે તો મનોહર રંભા-વૃંદ નેત્રે નિહાળી પ્રેમને રોકી શકતા નથી! બસ જાણે જગત્-મોહની!

ચંદ્ર—હા....તેમાં દરેક જગત્-મોહની!

સુર્યસિંહ—શું કરશો તેમને? એ તો શક્તિ સ્વરૂપ જવલ્લે આ આરાસુરમાં જેના પુરણ સદ્ભાગ્ય હોય છે તેને દર્શન દે છે. અત્યારે એ વાત ગેરફાયદે ઉકેલો છો, કારણ આપણે અલ્પ મનુષ્યાદેહની માયામાં, એ દયાળી દેવીઓનો પાર પામીએ નહિ, પુરૂષે પોતાની સ્ત્રી હોવા છતાં પરસ્ત્રીના કટાક્ષે તણાઈ જવું, આખરે બેહાલ થઇ અંતકાળને સ્વાધીન થવું, તે કરતાં નીતિયુક્ત રહેવું, એ ઉત્તમોત્તમ યત્ન છે; જેના જતનથી એક રત્નરૂપ આ સ્થુળદેહ બને છે. મ્હેં એકવાર તમારી માતા વનદેવીને મ્હારી બાલ્યાવયમાં લગ્ન કર્યા અગાઉ શિકારે ગયેલો ત્યાં જોઈ હતી, જો કે તે આ મૃત્યુલોકની સ્ત્રીજ છે, પરંતુ સદ્ગુણશોભીત સુંદર ગૃહસંસારે આપણને કેવી આબેહુબ સ્વર્ગ સુખથી શ્રંગારે છે. તે પણ ધારાનગરી પાસેના ડુંગરાઓમાં બસંત-વિહાર માટે નીકળેલી! હું તો પવિત્ર આત્માના મનથી રંગાએલ રંગરેજ હતો, છતાં તેના કટાક્ષે મ્હારૂં કાળજુ કોર્યું, મ્હે જાણ્યું આ માર્મિક દ્રષ્ટિના દોષથી પત્નિવ્રત ખંડીત થશે, એ કલેશનું ઘર ત્યાગી તરતજ પાછા રાજમાં જઈ ખારના ગરમ જળથી સ્નાન કરી અણીયાળી આંખના અણસારે લાગેલું વિકારી ઝેર ધોઇ નાખ્યું. ફરીને પરસ્ત્રી સન્મુખ દ્રષ્ટિ ન કરવાની પ્રતિજ્ઞા લીધી. પરણ્યા પ્હેલા પોતાની ને પરાઈ ગણનામાં ફસાયો ઈષ્ટ-કરૂણાથી એજ મ્હારી સ્ત્રી થઈ, આખરે તમારી માતા બની!

દીપસિંહ—કહી શકતા નથી, અમને ક્યારે પરણાવશો ?

ચંદ્ર—પિતાજી ! પરણવાનો ઉમંગ દરેકને કેટલો હોય છે તે તમો મનુષ્યના પ્રેમની લાગણી પારખી જાણો છો.

સુર્યસિંહ—તમારા બોલ મનને અસર કરે છે. બાલુડા ! જ્યારે પાછું રાજ રળીશું, ત્યારે સર્વ કાંઇ બન્વાકાળ વર્તમાનમાં છવાઇ રહેશે, તમે પરણશો—એ ખબર મને પડશે, લ્હાવ સંસારનો તમને જડશે, મ્હારા લાડીલા બોલક બાળ ! મને આવા અકસીર ઇલાજે ન બાળો ! તાળો ત્રિલોકપતિ મેળવશે, બસ ભાગ્યદેવી ને વનદેવી મળશે, ત્યારેજ તમારા લાડ—કોડ પુરા થશે.

બાળકો—હા....એ....અમારી જન્મદાતા માતા !

રાગ—અહો દિલદાર જરી દિદાર—

ક્યાં અમ માત—અરેરે તાત ? ગએલી કોઇ બોલાવોને !
થયો વિયોગ, મળ્યો શો યોગ ? આ પ્રભુજી સ્હાય આવોને !
એનો આધાર, આ સંસાર, કરી પાલન કીધા મ્હોટા;
દશાના વાંક, ગયાં છોડી, નથી રોટી નજરે જોતા;
વ્હાલી આ માતરે; આવી દે દર્શન;
ટળવળીએ તુજ વિણ અમે, દોડી કહેને તન ! ક્યાં ૧

ચંદ્ર—હે મા ! જ્યારે હું ન્હાનો હતો ત્યારે હાલરડા ગાઇ રીઝવતી ! વળી રડતા રોકવાને બાહુક, હુપ, બાવો કે વાઘ વિગેરેની સંજ્ઞા એકે વેળા બતાવી નથી, પરંતુ ત્હારૂં શિક્ષણ અહિં ફરી—યાદ કરતાં કોઇ સાંભળતું નથી. ક્યાં એ ભાવ—ક્યાં આ વિયોગનો ઘાવ ?

દીપસિંહ—પિતાના રાજમાં ન સુખ માણીએ,
એ લાભ માના રેંટીએ જાણીએ !

**સુર્યસિંહ**—કાચી નથી વનદેવી—કે તેને ભય હોય ત્રિભુવનમાં !

રાગ—એ તો છેટે નથી—

તમે ધીરજ ધરો, શાને રૂદન કરો ? ભાઈ ભજોને સુખેથી હરજી;
કરશે કૃષ્ણજી સ્હાય, જીંદગી ગેળે જાય, જે થાય તે ઈશ્વરની મરજી;
**બાળકો**—જાળવીયા નવ માસરે, ધોયા છે મળ-મુત્ર;
ભુલીએ કેમ એ માતને, બુચકાર્યાં કહી પુત્ર!
મેલી ચાલી માત, કહો કહીએ શું તાત, દશા દુઃખની ક્યાંથી સરજી ?૧
**સુર્યસિંહ**—સહન કરો સુખ આપશે, કરશે દયા દયાળ;
માત તમારી શોધીશું, ધૈર્ય ધરો હો બાળ;
ભજો કૃષ્નરાધે, ભજો કૃષ્નરાધે, જેથી વિઘ્ન ટાળતા ધરણીધરજી;૨

સુર્યસિંહ અનેક તર્ક-વિતર્ક કરતો પ્રિય બાળકોને ધૈર્ય આપતો અંતે ગુફા, વ્હેળા, પ્હાડ, ઘાટ, સરોવર, તળાવ, આશ્રમ વિગેરે ફરતો કેટલેક દિવસે પ્રભાતે ગંગા નદીનાં કિનારે આવ્યો, પાણીનો વેગ વિશેષ હોવાથી સામે પાર શી રીતે જવું તે વિચારમાં ગરક થયો, કારણ સાધન વિના પાર ઉતરાય તેમ નહોતું; યુક્તિ શોધી લાકડાનો ત્રાપો બાંધ્યો.

**સુર્યસિંહ**—બેટા ચંદ્ર! ચાલ હું તને સામે કિનારે મુકી આવું, પછી મ્હોટા ભાઇ દીપસિંહને ત્યાં લાવું છું. ઉઠ, વાર ન કર—આ ત્રાપા ઉપર બેશ !

**ચંદ્ર**—પિતાજી! શું આ કાષ્ટનો ત્રાપો આપણને પાર પહોંચાડશે ? (નેત્રથી ત્રણેને ગરગરગર અશ્રુ નીકળી પડયા.)

**સુર્યસિંહ**—હે સમજુ ભાઇ દીપસિંહ! મનપર લાવી દુઃખી થવું એ ફોગટ ફાંફાંજ છે. ચાલ પ્રથમ તું બેશ, તું સર્વ સુખ દુઃખને સમયે ઉપાધિ તજી શાંતિ ધારણ કરનાર જ્ઞાની

છે. વધુ કહેવું યોગ્ય નથી, કારણ કાચા હૃદયનો ન્હાનો ભાઈ ચંદ્ર રડે છે, બેટા–હે મ્હારા વ્હાલા પુત્રો! રૂદન મુકી ભવાબ્ધિ-તારકની ભક્તિ કરો, તેજ તારનાર છે.

બાળકો– રાગ—નટ કેદારો, તાલ ઠુમરી–
મેલી ગયા છે માજી તમે રાખો રાજી! મે. ધ્રુ.

પડીએ પાયે પિતાજી પ્યારા, માતા જતા શું થાઓ ન્યારા;
સમજીએ એના વિના આ હરાજી! મે. ૧

જેની જનેતા ગઇ છે, તે બાળકને એકે આશરો નથી.

સુર્યસિંહ— રાગ—જીલ્લા ખમાચ, ઠુમરી–
સરિતા પારે, ભક્તિ નૌકા ઉતારે!
ભક્તિ નૌકા ઉતારે–જળપર તારે, સ. ધ્રુ.

શક્તિ છે અગાધ, કાષ્ટને નહિં બાધ;
ત્રિકુલ વ્હાલો, વેળા કાંઇ વિચારે; સ. ૧

બા.–વહે ગંગા નીર, જાવું પેલે તીર;
ધીર ન ધરાય, આ તો મનડું હારે! સ. ૨

ચંદ્ર નિરાશ થઈ પિતા સાથે ત્રાપા ઉપર ચઢી બેઠે, રાજા ત્રાપાને ચલાવતો નદીની અધવચ ગયો, પાણીના જોસથી ત્રાપો તુટયો, લાકડા છુટા પડી વીખરાઈ ગયા, પિતા ને ચંદ્ર બેઉ તણાતા જતા જોઇ દીપસિંહ મુર્છાંગત થયો. પાંચ મીનીટે એક કઠીયારો પાણી પીવા આવ્યો. તેની દ્રષ્ટિ બેશુદ્ધિમાં પડેલ દીપસિંહપર ગઈ. પાસે જઈ રમણીય બાળકને જોઇ વિચારે છે. શું સુંદર પુત્ર છે? અહિં કોણ લાવ્યું? ક્યાંથી આવ્યો? ભુલો પડયો હોય તેમ જણાય છે. પાણી પીવાની ઇચ્છાને ભુલી મુખારવિંદ નિહાળવા લાગ્યો.

કઠીયારો—રાજપુત્રના ચિન્હથી શોભીત મનમોહક આ બાળકની સ્થિતિ ગરીબ દર્શાય છે, ફાટયા વસ્ત્રને દુઃખી ચ્હેરો દયા લાવે છે.

દીપસિંહને જગાડવા તેના કોમળ અંગે પોતાના કઠણ હાથ ફેરવવા લાગ્યો, કઠીયારાના હાથના સ્પર્શે દુઃખી બાળકને ભાન આવ્યું; પણ સમય નાટકના પડદે ચીતરેલ ચિત્રની માફક દ્રષ્ટિને મનને, સન્મુખ રહી સ્થિતિ–ભાવ દર્શાવે છે! રડી ભાઇ પિતાને પોકારે છે. અરેરે ભાઈ ચંદ્ર–ઓ પિતાજી! મને આ ગંગા કિનારે મુકી કયાં તણાતા ચાલ્યાં? મને સાથે કેમ ના લીધો? કઠીયારો વાકય શ્રવણ કરી, વધારે પ્રવીણ થવા આશા ધરી પુછે છે; ભાઇ! તું કોણ છે? મને ત્હારા મધુર કંઠે ઉત્તર આપ. દીપસિંહ દયામણે મુખે બોલ્યો, કોણ પિતાજી? ભાઇ ચંદ્ર કયાં! કઠીયારો કહે, કોને પિતાજી કહે છે? ક્યાં છે અહિં ત્હારો ભાઇ? દીપસિંહ ચકીતપણે અન્ય કઠીયારો જોઇ વિનયથી બોલ્યો, હા.... દૈવના દૈવત આગળ મ્હારા પિતા ને ભાઈ શું કરે? જો કે જગત્ પિતા કોઇના ઉપર રૂઠતો નથી; છતાં એમ અલ્પજ્ઞતાથી મનાય ત્યારે કુદરત સ્હાય શું કરે? અમારો ત્રાપે બેશી પાર ઉતરવાનો પ્રયત્ન નિષ્ફળ જતા ભાઈ દીપસિંહ ને પિતાશ્રી સુર્યસિંહ–શો બન્ને આ ગંગા નદના પુરજોસમાં તણાઈ જતા આ હરામી નેત્રોએ જોયા. સમજાતું નથી, તે જીવતા હશે કે ડુબી મર્ણ પામ્યા? તેમનું શું થશે? વિશેષ હું કાંઇ જાણુતો નથી, તેઓએ ને મ્હેં ત્રણ દિવસથી અન્ન જળ લીધાં નથી. નશીબ–નશીબ! આવા અઘોર અણ્ર્થમાં

હું શું ખાઈશ? અરે તું હારા કીયા ચમત્કારે-ક્યાંથી ખાવાનું લાવી આપીશ? શું આ દિલગીરીમાં હારે ભાગ લેવાની જરૂર પડશે, કે એકંદરે તું કેવળ જુદાઈ રાખીશ?

કઠીયારો દીપસિંહને દયા જાણી પોતાને ઘેર લઈ ગયો, અથ-ઇતિ જીવન વૃત્તાંતની માહિતી મેળવી પુત્રભાવે પ્રેમથી રાખ્યો. સ્વરૂપવાન હોવાથી ઘરના સઘળા માણસો વધારે ચહાવા લાગ્યા. રાજપુત્રને તેના અસલ ક્ષત્રિય કુલગૌરવના ઉદ્ગારાનુસાર કઠીયારો પોતાના ગરીબ ઘરમાં સાહિત્યની ક્યાસ હોવા છતાં સુશીલતે જોઇતા સાધન પુરા પાડતો.

ગંગા નદીના ભરપૂર પ્રવાહી જળમાં તણાતો ચંદ્ર ઘણું દૂર એક માછીમારની જાળમાં ફસાઇ પડયો. જાળમાં કાંઇ વજન જોઇ માછી જાળને ધીમે ધીમે ખેંચવા લાગ્યો, બહાર કાઢી તપાસી જુએ છે તો બેચાર માછલાં ને બેશુદ્ધ ચંદ્ર જોયો. રૂપાળા બાળકને જોઈ ખુશી થયો, પોતાને સંતતિ નહિં હોવાથી ઉંડા વિચારે દીરઘ નિશ્વાસ નાંખતો. ગરે મને પ્રભુએ સંતતિ આપીજ નહિં. હું કેવો કમનશીબ? જ્યારે આ બાળક મળ્યો ત્યારે તેનામાં પ્રાણ થોડો છે-છેક મર્ણતુલ! હવે આયુષને વિશ્વાસે રહી કોઇ રીતે સારો કરૂં માછીમારે ચંદ્રને પોતાને ઘેર લેઇ જઈ બે ત્રણ દિવસમાં સારો હરતો ફરતો કર્યો. ચંદ્રને ભાન આવ્યું, ત્યારે તેણે માછીમારને આપ વીતિ હકીકત જાહેર કરી. ચંદ્ર સમયના બળે ભાવિને માન આપી માછીને ઘેર પોતાની જીંદગી વિયોગી માતા પિતાને ભાઈની ચિંતામાં ગાળવા લાગ્યો. વિચારતો આ જીવન માછીના અપ્રીય સ્થાને પદભ્રષ્ટ કરનાર વિયોગી ધિક્કારપાત્ર છે.

સુર્યસિંહ તણાતો એક લાકડું હાથ આવ્યાથી તરતો કેટલાક કોષના અંતરે કિનારે નીકળ્યો. થાક, ભુખ ને નિંદ્રાથી માથામાં વેગ ને ચક્કર આવે છે. નગ્રમાં ચોરી કરી ચાર ચોર કેટલુંક દ્રવ્ય લેઇ પોતાના ભાગ વ્હેંચવા દુર આવી બેઠા. પ્રથમ પાસેની મીઠાઈ કાઢી ખાવા લાગ્યા, જાતે કહોળી હતા, તેઓની નજર ભક્તરાજપર ગઈ.

ભલો ચાર બોલ્યો, એલા જોતો ખરો! ઓલ્યું કુણ હુતુસે? બીજો ચોર કહે, હુતુસે તો હુવા દે! ઈમાં આપાગું કાંય જાયસે? મેલને ટેચ! માળો ભુતનો હાળો—વળી પાછુ બોલેહ ચેવું? (ચાળા પાડી) 'ઓલ્યું કુણ હુતુસે?' હાવો વેણ કાઢેહ તો હમારી ભેળો આવેહ મા! ચેટલા દિથી મથી મથી મરી જ્યા! તયેં આજ લાગ ફાવ્યો સે, ઝાઝો માલ હાથ લાગ્યો સે; શેટારાનો સક્કર! ઓલ્યા—ઓલ્યાને જણાવે સે! ઉહુ! કેવો મૂરખો સે? તાડ હરખો ઉંસો! ચાંય અક્કલ ભાળતો નહિં. હુંઉઉ....! એક ભોડામાં ખાતરીયું મેલેહ! ત્રીજો ને ચોથો લડનાર બાહોશના હથીયાર ઝુંટાવી બેયને જુદા કરી વચમાં તકરારનો તોડ મુકી બોલ્યાં, અયમ! આ માલ લાવ્યાસંએ ઇનો વસાર થાય સે? કે પસે પાસો ખોવા સે? પરમેશ્વરે ભલા ચોરના અંતઃકરણે દયા મેલી—તે બોલ્યો, ભયો! મ્હારે ચ્યાં ખોવાસે! પણ ઈ કુણુ સે હાલો વરતીએ! કદાસ કયારીનો હીપાઇ હહેં તો? આ વચનથી અન્ય ત્રણે અભાગીયા સમજ્યા. ત્રીજો ને ચોથો કહે, હા....ઈ ખરૂં કેસે! હાલો. ચારે આવી રાજાને કે જેનું પરમાત્મા સિવાય સઘળું ખોવાયું છે, તેવા

સુર્યસિંહને દયાજનક મુખમુદ્રાથી અંકીત નિહાળ્યો ! ભલો ચોર બોલ્યો, એલા બાળ્યું–બસારો ચેવો રોંક સે ! બીજો કહે, હા લાગે સે તો એવોહ, (રાજા પ્રત્યે) બાપુ ! એ....બાપુ ! આપ કુણ સો ? સુર્યસિંહથી ભુખને લીધે જવાબ આપી શકાયો નહિં, સુને સુતેજ પોતાનો જમણો હાથ મુખમાં ને ડાબો હાથ પેટપર મુકી સમસ્યાએ ચારેને સમજાવ્યા, ગરીબાઇના ચિન્હે ચારે ચોરને દયા આવી. ભલો ચોર બોલ્યો. અહોહોહો ! એલા આ તો ભુખ્યો ને ત્યાંથીએ આવ્યો સે. હાલો આલી મેઠાઈ બટકુ આલીએહ, ઈની ભુખ હોલાય. તરત કેળપત્રમા થોડી મીઠાઇ લાવી રાજા પાસે મુકી. ચારે ચોર ભાગ વ્હેંચી, આવ્યા તે રસ્તે વિદાય થયા. રાજા જમી ઉંડી ગંગાજળ પી તૃપ્ત થયો. બુદ્ધિ ને સ્ફુર્તીએ મનમાં આનંદ પામી, પ્રભુને સ્મરણ શક્તિએ ગુણાકારી ન્યાયથી સંભારવા લાગ્યો. હે દિનેશ ! આ અદ્‌ભુત જગત્‌નું પોષણ કરનાર તું પુરૂષોત્તમ છે ! વળી અકર્તાની સંજ્ઞાએ રહી અલક્ષ્યસ્થાને બિરાજી ઉત્પાદક સ્થિતિનો ન્યાયથી કારોબાર કરે જાય છે ! એથી એકે દિશામાં ત્હારી મૂર્ત્ત નજરે પડતી નથી.

સુર્યસિંહ— રાગ–વાટ જુએ છે મીરા–

સૌને પોષે મ્હારો શ્યામરે એ વૈકુંઠવાસી,
આપે ભોજન પ્યારો રામરે કોઈ હોય ઉપવાસી; સૌ. ધ્રુ.
કીડીને એ કણ આપે, હાથીને મણ આપે;
ભલું સ્હવું તે આનું નામરે એ વૈકુંઠવાસી; સૌ. ૧
જેને જોઇએ જેવું, આપ્યું જગમાં તેવું;
દુઃખી જનના વિશ્રામનેરે એ વૈકુંઠવાસી; સૌ. ૨
દાંત આપ્યા છે જેણે, ચાવણું કરીયું ત્હેણે;
કેવું અદ્‌ભુત લાગતું કામરે એ વૈકુંઠવાસી; સૌ. ૩

વ્હાલીડે મને ઉગાર્યો, ગંગામાં પ્રાણુ તાર્યો;
આવ્યું અન્ન ને આવી હામરે એ વૈકુંઠવાસી; સૌ. ૪
ભણુ કહે ભીડ ભાગેરે, જ્યારે રંગ લાગેરે;
જપો જગતે આહું જામરે એ વૈકુંઠવાસી; સૌ. ૫

ઈશ્વરીય અકળકળાના અનુભવે પ્રિયા વનદેવી યાદ આવી. આહા! રાજ જતા તો સર્વ ભેળા હતા, જુદા થયા તો વળી કળાસાગર કિરતારે અરસપરસ ફરી એકઠા કર્યા હતા; પરંતુ આ ત્હારી ભારે વેચવાની આડાઈ! ખબર નથી પડતી કે શું કરશે? જગત્માં જીવન મવાડે વેરણ વિધાત્રીએ ચંદ્ર, દીપસિંહ, તું ને હું એ ચારેને એવા તો અલગ અલગ ઘસડી લઈ જઈ જુદા પાડયા છે, કે બસ—વિયોગી ચિનાર—હૃદય ચીરી નાંખે છે. કોઈ કોઈને જાણી શકતું નથી! ત્હારા તરફથી ખબર કે પત્ર મ્હારા ક્રોધના ચક્ષ્માને દુર કરી દેખાડનાર કોણ દુત લાવશે? તમારા માયીક સુખ આ જન્મે ફરી ક્યાં ને ક્યારે દેખીશ? ગંગા! હાલ તો તું શક્તિરૂપ જણાય છે! ત્હેંજ મ્હારા પ્રીય પુત્રને ત્હારી સરહદમાં સંતાડયા છે. મને જુઠો ગણી તું નિર્દોષી થવા માગીશ તે વનદેવીને પ્રદર્શીત થતા પોગળ નહિં ચાલે. કદાચ સતીની એ શરમ રાખશે! પરંતુ હું તો હાલ કહી દેઉં છું કે લાવ—એણે મને સોંપેલા ચંદ્ર—દીપસિંહ!

રાગ—મરાઠી સાખી.

જીવીત ઝેર કરી ક્યાં કહાડે, હાંકે મુજને માતા;
ચંદ્ર દીપસિંહને દેખ્યા વિના, રોઈ કરે નેન રાતા;
જાઉં નહિં અહિંથી! બસ—લાવ એને કહીંથી! જાઉં. ૧

શુરવીર રાજા હિંમત હારી મુર્છાંગત થયો.

# प्रकरण १९ मुं

વનદેવી દુઃખહાકારે ચિંતાગ્રસ્ત સ્વરૂપને ધીક્કારતી, હજુ ક્રોધ સમ્યો નથી, છુટા કેશવાળી કામની અત્યારે સમજે છે હું એક નકામી થઇ પડી છું, પતિને આપનીમાં લાવનાર હું નિર્ભાગી શું સુખ પામું છું? હે પ્રિયતમ! હવે નામ દેતા લાજું છું! કારણ નિર્જનવનના ન્યાયી જડ-ચેતન પણ હા....ઓ નાથ! તમારા સુર્યસિંહ નામ-ચમત્કારથી પ્રકાશમાં આવી મનેજ નીચી દ્રષ્ટે પુંઠ ફેરવી મુખ-દર્શનનો અનાદર કરે છે. શું મ્હારા હૃદયેથી દયા ગઈ? કે વનની દેવી મારી ખાઈ જવાનો ભય રાખે છે? એમ ન બને તો જણાય છે, ખચીત્ તમારૂં પવિત્ર નામ લેઇ, મ્હારી હૃદયોદ્‌ગારને પ્રકાશનાર, ઓ પ્રાણપતિ! મ્હારી સ્થુળ-ભાવને જાહેરમાં લાવનાર એક રસના! તેજ 'ભારો વેચવાની હઠ' સ્નેહ-ગાંઠ પાડી કલંકીત કરવા ચ્હાય છે, શું કરૂં? ઉપાય નથી! વ્હાલા વલ્લભ! એજ અવળચંડી દોષીત્ જીભ પશ્ચાતાપે આપને વિનવે છે, કાંત! શાંત થાઓ, શ્રવણ કરો. નિરંતર ચીંતવન તમારૂંજ! એ-

**ચંદ્રમતી**—(કાશીવિશ્વનાથની યાત્રાએ જતી) આઃહા! આ કોઇ વનની દેવી કે વનદેવી? મ્હારી પ્રિય સખી તો અહિં ક્યાંથી હોય? શું વાક્ચાતુર્ય? ક્યારની શ્રવણ કરૂં છું! ક્યાંથી

ધ્વનિ આવે છે? તે સમજાતું નથી. સુસ્વર તો નિશ્ચે મ્હારી ધારાનગરીની રાજબાળા કે જે ભવિષ્યમાં કલ્યાણી સુર્યસિંહની પત્નિ તરીકે રાજગૃહિણી રાણી બની ગઈ છે! લાવ લખી લેઉં. શું ભાવિ-પદાર્થ!

(વનદેવીનું રૂદન-બાળ સખી ચંદ્રમતી પત્રરૂપે લખે છે.)

રાગ—પરજ—

પ્રીતમ—પ્રીયાની ગાંઠ પડી!
તેજ! મને આ રહી છે નડી; પ્રી. ધ્રુ.
રૂપ ઘડયું અંધારે રહીને,
બુદ્ધિ ન મેલી દીપક ગ્રહીને;
હું તમ સંગે આવી લડી— પ્રી. ૧
નવ માસ સુધી ભાર વેંઢાર્યા,
તે બાળક પણ કરૂં સંભાર્યા;
જાળવજો સુખ દુઃખની ઘડી— પ્રી. ૨
દેહથી વ્હાલી ઈંદ્રિઓ છે,
એને વ્હાલો પ્રાણ રહ્યો છે;
ઓ પ્રિય દૃષ્ટિ હું નજરે ચઢી— પ્રી. ૩
જતન મુજથી કાંય થાયે નહિં,
રતન રખડતા હાય જાય કહિં?
છુટી પડયાં એ ત્રણુરે જડી— પ્રી. ૪
પત્ર પ્રથમનો કેમ જુઠો ઠર્યો,
એ ભેદમાં મ્હારો જીવ ફર્યો;
શિયળ સાચવી મરૂં છું રડી— પ્રી. ૫
દ્વિતિય પત્ર-લેખ અદ્વૈત માનો,

નારીની અક્કલપર શો તાનો ?
કંથ-પંથ વિકટ આ ભૂલ પડી— પ્રી. ૬

કરમે ચોંટે કાળીજ ટીલી,
નાશ થયું શું આ જગત્ ખીલી ?
થઈ ઢીલી વનદેવી રખડી— પ્રી. ૭

**ચંદ્રમતી**—અરે એ સત્યેશ ! આ શું ? આ તો એજ ! ઈશ્વર ! હું તું ને તે ત્રણે એકમતે ઉતર્યા ? આ પ્રેરણા-આ ધ્વનિ-આ ઉચ્ચાર-અરે આ પ્રકાશ ! તેમાં સારાંશે મ્હારી બાળસ્નેહિજ પ્રીય વનદેવી સમજાય છે ! અઘોર અરણ્યમાં અવાજ નજીકનો છે, લાવ તપાસું. (ચારચાર ખેતરવા ઘીચ્ચ ઝાડીમાં કેટલાક ન્હાના ટેકરા ફરી વળી, છતાં કાંઈ ન જણાયું, નિરાશ થઇ.) બસ આ પત્રિકા! નિત્યસ્મર્ણાર્થેજ રાખીશ. એ માન્યતા મિથ્યા છે, વિકટ વનમાં મનુષ્ય જવલ્લેજ મળે છે, ચાલ-મને એ બાળસખીની ઝંખના જ્યારે ત્યારે આમ સતાવે છે. કારણ ધર્મચુસ્ત સુશિક્ષિતાએ પોતાના ન્યાયી આત્મ-બળના પ્રાસ ! દરેક એની સહચરીનાં હ્રુદયભાવને આકર્ષી શબ્દમંત્રના યંત્રે ખેડી મન-ભૂમિકાપર ઉત્તમ વિચારના ખાતરે સતિપદને લાયક શિયળ-બીજ રોપાયાં છે, એ પતિવૃતના સમય-જળ સિંચને સુવાસીત વાયુલહેરે ખીલતા, ચેતન-સૂર્ય તાપે એકદમ મ્હોટા થઇ છોડવાના રૂપાંતરે દંપતીને સુખદાયક આમ્રફળથી ચઢીયાતા જીવનફળના રસના સ્વાદ ચખાડયાજ કરે છે ! વર્તમાનકાળે તો વનદેવી એ સતિશિરોમન એકજ દેવી છે ! શું તેની શક્તિ ? આ ભયાનક પંથમાં સખી ત્હેં યાદ આવી, હે સત્ફૂલા ! મ્હારૂં



કાંઇ કલ્યાણ કર્યું ! હવે દર્શન ક્યારે દેઈશ ? (ચંદ્રમતી ત્વરાથી સંગાથીને લેઇ પંથ કાપતી આગળ ચાલી નીકળી.)

આ હૃદયભેદક વિલાપથી જંગલનાં પશુ પંખી ને હિંસક પ્રાણીઓને બચનબાણ વાગી શોકની ભારે અસર કરી, એની મધુરી વાણીએજ વનની દેવીનું અત્રે ભયંકર સમુદાયમાં પાકું વિશેષણ આપ્યું, તેથીજ ચંદ્રમતી ને તેનું કુટુંબ આફતમાંથી પસાર થઈ ગયું. આકાશે વર્ષાઋતુના પ્રચારે નિર્જળ સતિએ જોયું. જાણ્યું મેઘરાજા પણ જગતનું કલ્યાણ કરવા પધારે છે તો જળવૃષ્ટિ કરશે માટે અહિંથી નાસું, આગળ કંઇ આરામનું સ્થળ મળે ! સંધ્યાકાળ વીતી ગયો છે, આ અદ્‌ભુત બનાવેલી સૃષ્ટિને સર્વેશ્વર સંભાળશે, ત્યારે મને શું ભુલી જશે ? વરસાદે વાદળ ઘેરાઈ ગર્જના સાથે વિજળી ચમકવા લાગી, ચાલ કિરતારના ભરોસે ! ક્ષત્રિબાળા દોડવામાં ચતુર હતી, તેણે બાર ગાઉનો રસ્તો પોતાના ખુલ્લા કોમળ ચરણે વટાવ્યો, બરાબર અંધારી અર્ધ રાત્રીએ થાક, ભૂખ ને ઠંડીના શ્રમે નિરાશ્રીત સુર્યસિંહની રાણી હિંમત હારી એક ગંભીર વડ નીચે ઉભી રહી, ત્યાં જળવૃષ્ટિએ ભીંજેલો વડ કચડકડડ કચડડડડ ! બોલ્યો. વનદેવી નીચેથી ખશી ગઈ કે તરત તે પૃથ્વિપર ભાગી પડયો. હે કળાનિધિ ! આ બિચારો ભોળો વડ મ્હારા દર્શનની રાહ જોતો હશે ! હું શ્યામ પગલાની તેના આશરે ઉભી, તો તેનું અહીત થયું--પણ મને બચાવી, એ પરોપકારી ધરણીપર ઢળી પડયો. હે રંઢીયાળ મન ! નાથ વિયોગી નારીને આ લોક ને પરલોકે આરામ નથી; માટે ચાલ, આળસુ બની આ એ પેલુ આરામ સ્થળ છે એમ કરીશ તો, મ્હારૂં પુરૂષાર્થ હું હારી

જઇશ ! એ સાથી સંગાથી સખા ઉતાવળે નહિં તો ધીરે પણ આ જગડાના રગડામાં ચાલ ! મનને સમજાવતી થરથર ધ્રુજતી સતી પંથ કાપતી ચાલી જાય છે. ત્રણ વાગે વરસાદ રોકાઈ, વાદળ વેરાઇ ગયાં. આખી રાત્રી ગાળી પ્રભાતે સુર્યદેવનાં દર્શન કરી આનંદ પામી. તે સુર્યવંશી રાણી સુર્ય વ્રત પાળતી. એક કુવાપર પોતે પાસેના વૃક્ષોથી ફળાદિ મેવો વેણી લાવી મુકામ કર્યો. નિત્યકર્મે પ્રભુસ્મરણ કરી, પાસેનો મેવો આરોગી ક્ષુધા શાંત કરી, આરામ લેવા ત્યાંજ બેઠી. સંકટે રીબાયલી સતીએ પાસેનું વસ્ત્ર કુવાના જળમાં પલાડી બ્હાર કાઢી મુખમાં નીચોવી તૃષા છીપાવી, થાકથી નિંદ્રાધીન થઈ. સતીનું વિપતીઓથી સુકાઇ શરીરનું રૂપ બદલાયું, સ્થિતિ દયાજનક બની. તેને પતિ પુત્રના વિયોગનું સ્વપ્ન આવ્યું. છાતીએ હાથ મુકી પ્યારા સ્નેહિઓને મળવા આતુરતા ધરી બોલી બડબડે છે. હા....પ્રાણ–નાથ ! કેમ બોલતા નથી ? શું મ્હારાથી રીસાયા છો ? તમે કયાં છો ? મને એકલી મુકી નાશી જશો ? પુત્ર ચંદ્ર–દિકરા દીપસિંહ ! આમ આવ. આમ વિયોગ દુઃખે ઝુરતી બેભાન પડી છે, તેટલામાં બે ચંડાળો શિકારી ભક્ષ આરોગવા ત્યાં આવ્યા, તેઓની દ્રષ્ટિ સતિપર ગઇ, બન્નેએ પાસે જઈ મુખપર ઢાંકેલું વસ્ત્ર ઉઘાડી નાખ્યું. પતિને મળવાની લાલચે ઉભી થઈ જુએ છે તો પતિ પુત્રોના બદલે ચંડાળો જોયાં, હાય ! એક પાપી સોદાગરના કામ પાસમાંથી પરાણે છુટી, તો ફરી આ કાળ ચંડાળના ફંદામાં ફસાઈ, હવે શું કરૂં ? કયાં જાઉં ? હે સર્વાધાર ! મ્હારી લાજ ત્હારા હાથમાંજ છે. બળાત્કારે ચંડાળો સતિને પકડી ચાલ્યા. હે પરમાત્મા ! પાપીઓના ફંદના કુછંદમાંથી મુક્ત કરજે.

દયાસિંધુ! દયા કરી છોડાવજે, ત્હારામાં બચાવાની શક્તિ ના ના હોય તો મરતી વેળા મદદ આપજે, જેથી શિયળ ભ્રષ્ટ નહિં થતા દેવલોકે જાઉં. મરવાનો નિશ્ચય કરી રડતી ચંડાળો સાથે ચાલી. માર્ગે જતા પાપીઓને પુછે છે.

વનદેવી— રાગ—ઢીંડી-

કહો ભાઇ મુજને ક્યાંરે લેઈ જાઓ ?
દુઃખીયારી છું હું દિલમાં દયાજ લાવો;
દેઈ દુઃખ હાય શું સતાવો ? કહો. ધ્રુ.
ચં—ભુંડી ભાવટ ભાગી આ ત્હારા દુઃખની,
અન્ન ભોજન ટાળે જે છે ચિંતા ભુખની;
આવ્ય આશા ઉર ધારી સુખની, ભુંડી. ૧
વ—તમે કોણ જાત છો બોલો આવ્યા ક્યાંથી ?
જાશો લેઈ ક્યાં બોલો બોલ મુખમાંથી;
હું અજાણી મને ઓળખાવો, કહો. ૨
ચં—છીએ જાતના ચંડાળ અમે અલબેલી,
પામ્યા મોહ જોઈ રૂપ અતી તું ઘેલી;
ઈચ્છયો પ્રેમ ખુબી ખુબ સુખની, ભુંડી. ૩

વનદેવી 'ચંડાળ ને પ્રેમ' શબ્દો સાંભળતા પૃથ્વિપર કેળનો કુમળો છોડ પવનના સપાટે મરડાઇ જમીનદોસ્ત થાય તેમ પછડાઇ પડી! દુષ્ટો તેને બેભાન ઉચકી ધાડી ઝાડીમાં લેઇ ગયા, એક તરફ સુવાડી લાવેલો પાસેનો શિકાર કાઢી ખાવા લાગ્યા. શુદ્ધિ આવતા સતિએ સુતે સુતે નેત્ર ઉઘાડી જોયું તો ચંડાળો પશુ ને પક્ષીનું શિકારી કાચુ માંસ ભક્ષ કરે છે. આ અઘોર કૃત્ય જોઈ સતિ ગભરાઇ, ચતુર થોડીવારે ચંડાળને

આરામ લેતા જોઇ વિચારે છે, જરૂર શ્રીહરિ મદદ આપશેજ! ચંડાળ મંદમંદ પવનની શિતળતાએ નિંદ્રાથી ઘેરાઇ ઉંઘવા લાગ્યા. લાગ જોઇ સતિ ચુપકીથી ઉભી થઇ પાસેની વિકટ ઝાડીમાં જ્યાં ચારે બાજુ મ્હોટાં વૃક્ષો આવેલાં છે તેમાં દોડી ગઇ. ભાગ્યચક્રે સુતેલામાંથી એક પાપી જાગી વિચારે છે. શું નાશી ગઇ? મહેનત અફળ જશે? અહાહાહા! ચંદ્રવદનીનું સ્વરૂપ કેવું મોહકારક હતું? હવે એ ક્યાં મળશે? લાવ પ્રથમ તો આ સુતેલા ભાઇબંધને સ્વધામ પ્હોંચાડું, પછી આગળની નડતી ખટપટ સફાચટ! અંતે એ રાંડને શોધું, ન માને તો પણ જોરજુલમથી પકડી મ્હારા અવાસે લેઇ જાઉં. છરાનો ગળાપર ઘા અન્ય ચંડાળને મારી, અબળા નાઠી હતી તે તરફ દોડ્યો. ત્રણ ગાઉ જતા સતિને ઝાલી હરખાયો, વનદેવી ત્રાસ પામી ગઇ.

ચંડાળ— રાગ—પાતળીયા પરિશ્રમ લો શાને-

ચપળા ચટકો લાગ્યો ચિત્તમાં, જાયે તું દોડી-જાયે ક્યાં દોડીરે;
હઠ તજી રહે ચાલ મોજમાં, માન મન મરોડી-માન મન મરોડીરે;
શેં વેઠે દુઃખ, આપુ હું સુખ, ભાગીશ ભૂખ-આ....!
વ—જોયા ત્હારા ઢંગ, અનીતિનો આ રંગ, કરૂં કેમ સંગ? ચ. ૧
(વ્યભિચારીજ અધર્મ ભંડાર છે.)
ચં— (આખા વિશ્વનો માંહે સાર છે.)
ત્હારે કાજ માર્યો મિત્ર આજ! ઘડી શું ઘડી-ઘડી શું ઘડીરે;
પ્યારીજ પ્યાર, પામુ આ વાર, અહો દિલદાર-આ....!
વ—(ચુપ!) જારે જા જા! ચં—ઘેલી ના થા!
,,—અરે દુર થા! (નારી વિષયાશક્ત મર્કટનો મદારી છે!) ચ. ૨
વનદેવી—શું કામનું પ્રબળ? નર-તન ભાન ભુલાવે છે!

પુરૂષાર્થી બ્રહ્મચાર્ય યોગી ઝુલાવે છે.
તો તું અજ્ઞાત્ વિષયાંધ આંખે પાટા બાંધી શું જોઇ શકીશ?

**ચંડાળ**—હા એક જોઉં છું! તું કોઇ રાજકન્યા માલમ પડે છે. એ રાજસુખ ન ગમતું હોય તો ચાલ મ્હારી પર્ણકુટી ત્હારેજ લાયક છે, વળી તેવાજ ઠાઠમાઠથી રહેવું હશે તોય રાખીશ. ત્હારા પતિએ કાઢી મુકી હોય તો ચાલ, હું ત્હારો તિરસ્કાર નહિં કરૂં. ત્હારો સ્વામિ તને ના ગમતો હોય તો ચાલ હું શું ત્હારી નજરમાં નથી આવતો? રાજને અમારા જેવાનોજ ભય રહે છે, માટે સમજ! મ્હારી સાથે પધારવામાં શું નિર્ભયપણે હરકોઈ પ્રકારનું કલ્યાણ કરી શકીશ નહિં? કહ્યું માન, ચાલ ન્હાનુડા! ચાલ-ચાલ સાથે, દારિદ્ર શું વ્હોરે છે હાથે? જાણુ છું મ્હોત મ્હોત ભમે છે માથે!

**વનદેવી**—જ્ઞાનીને દરિદ્ર ને દુઃખ કાંઈ અસર કરતા નથી. ધર્મ જીંદગીનો સીધો પંથ છે, ન્યાય અજબ ગ્રંથ છે, જીવતા હૃદયે ફુસેલા કંથને નહિ મુકું, મરી ગયા પછીએ નહિ મુકું. જ્યાંથી આવ્યો ત્યાં સલામત ચાલ્યો જા. સંતોષ ન મળતો હોય તો લે માર! (શિર નામી રહી) જેથી આ અસાર સંસારની અનેક ઉપાધિઓથી છુટી પરમાત્માના પરમપદને પામું.

**ચંડાળ**—અહાહાહા! આ તો મરવા ઉભી થઇ. રંડાને માર્યેથી કર્મપર હાથ ફેરવ્યા જેવું થશે. જે સ્વાર્થે મિત્રને માર્યો, ખોટી થયો, અહિં સુધી દોડયો, તે વ્યર્થ જશે. (સતિ પ્રત્યે) તને મ્હારી ત્રણ સ્ત્રિઓમાં પટરાણી કરી, પ્રાણથી અધીક માની, ત્હારો સેવક થઇશ. માથું ધરી કયાં મરે છે? ત્હારામાં સમાએલા મ્હારા સુખને કયાં હરે છે? ઓ બેહોરા બાળા બોલ!

**વનદેવી**—બોલીશ તો પુરૂ સાંભળવાની કે સમજવાની તાકાદ ત્હારામાં નહિ રંડ! બોલું બોલ તો ઘરે તોલ!

રાગ—પીલુ—

બોલે નહિં બોલ બાળા–જગે થયો તોલ કાળા! બોલે. ધ્રુ.
સ્વહસ્તે પતિના નેત્ર ફોડી, પતિવૃત્તે બેશ બનાવી શકી;
એ સતિ સુકન્યા જેવી જાણો, નિશ્ચયે ન્યાયી ગણજે નકી;
મનના મુક્ત મણકા ફેરવી માળા— બોલે. ૧

**ચંડાળ**—તારૂણી તને જીવન સુધી નહિં મુકું, ચુપ! (બળાત્કારે લજ્જા લેવા તત્પર થયો.)

વનદેવી— રાગ—માલકોષ—

અરે ખરે લાજ લેશે આજ પાપી,
સમજે નહિં હું હારી શીખ આપી; અરે ધ્રુ.
શું કરૂં ક્રોધ રહ્યું અંગ વ્યાપી?
ધરૂં ધૈર્ય શાંતિ મનમાં તથાપી; અરે ૧
ગભરાઉં ક્યાં જાઉં હું વિલાપી?
મુક્ત કરો કો દીન દુઃખ કાપી; અરે ૨

પોકારતી સતિનો સ્વર ઝાડીની અંદર રહેનાર એક ભીલે સાંભળ્યો, દોડી આવી જુએ છે તો ચંડાળ સતિની લજ્જા લેવાની તૈયારીમાંજ છે. દયાળુ ભીલ પરોપકારીને નીતિવાન હતો. તેનાથી આ દુષ્કર્મ દેખાયું નહિં, નેત્ર નજરે દાંત પીસી ક્રોધ કરી ચંડાળના પેટમાં જોશથી એક તીર માર્યો, પાપીએ પૃથ્વિપર પછડાઇ પ્રાણ છોડયો. ભીલ સતિ પાસે આવ્યો.

**વનદેવી**—અરે ભાઇ! તમે કોણ છો? દુષ્ટની કામજાળથી છોડાવી ઉપકાર કર્યો.

ભીલ—હે મ્હારી ધર્મની બ્હેન ! ચાલ મ્હારી સાથે ઝુંપડીએ, તું કોઇ રીતે બ્હીશ નહિં, ભય દુર કર. હું ત્હારો ભાઇ ! તને જેમ સુખ થશે તેમ સેવા કરીશ.

ભીલ સતિને ઝુંપડીએ તેડી ગયો, ત્યાં તે સુખે દુઃખે રહી, પણ પોતાના પતિ પુત્રોના વિયોગે ચેન પડતું નથી. ઉદાસીની દિવસ નિર્ગમન કરે છે, ભીલને વીતી વાર્તા જાહેર કરી. તે બિચારો તેના પતિની શોધ કરતો આસપાસ બારબાર પંદરપંદર ગાઉ સુધી ભમતો, સાંજે નિરાશ થઈ ઘેર પાછો ફરતો. જંગલમાં ફરતો એટલુંજ નહિં પણ આસપાસના ગામો તપાસતો. ભીલ બ્હાર જતો ત્યારે ભીલડી વનદેવીની સેવા ચાકરી કરતી. એક દિવસે ચાર ઘડી રાત્રી રહેતા ભીલ થોડે દુર લાકડા કાપવા નીકળી ગયો, ભીલડી પાસેના ખેતરમાં ઘાસ લેવા ગઇ, વનદેવી નિંદ્રામાં સુતી છે, એટલામાં છુપાઇ રહેલો વાઘ દોડતો આવી સતિને ઉંઘતી ઉપાડી નાઠો, બિચારી અબળા જાગૃત થઈ જુએ છે તો દુઃખનો પાર રહ્યો નહિં, અંતકાળે વિચારે છે; આ વાઘ જરૂર પ્રાણ લેઈ મારે તો ઘણું સારૂં, કારણ અનેક સંકટો સહન નથી થતા. સતિને શી ખબર કે હજી શું વીત્યું ને શું વીતશે ? દેવગતિ ન્યારી છે ! આ વેળા વાઘ પુષ્કળ ધરાયો હતો, વનદેવીને બોડમાં મુકી બ્હાર આડો થઈ સુતો. ભીલ ભીલડી ભારો લેઈ ઝુંપડીએ આવ્યા, અંદર પ્રવેશ કરતાજ વાઘના પગલાં જણાયાં, વનદેવીને નહિં જોયાથી તેઓ પાકી ચિંતામાં પડયા, ભલા ભીલના પેટમાં મ્હોટો ધ્રાસકો પડયો. હાય હાય ! મ્હારી બ્હેનને મુકરર વાઘ ઉપાડી ગયો, સતિનો વિયોગ સહન નહિં થયાથી પોક મુકી રડવા લાગ્યો. ઓ મ્હારી ધર્મની

માનેલી બ્હેનરે....અરેરે! તને શું વાઘ લેઇ ગયોરે બા....પ! બુમ સાંભળી ગામના લોકો ભરાઈ ગયાં. ભલા ભીલે હિંમત ધરી, હા....ય! પાપી વાઘને મારીશ ને મ્હારી બ્હેનને બચાવીશ નહિં ત્યાં સુધી જીવતર નકામુંજ માનીશ. ગામના લોકો બોલ્યા, ભાઇ ભીલ! વાઘ વસમો છે, માટે જવા દે. કોઇનું કહ્યું નહિં માનતા સ્ત્રીને લેઇ પગલું શોધતો એજ વાઘની બોડ પાસે આવ્યો, ધારીને જુએ છે તો વનદેવી બોડમાં છે, ને વાઘ બ્હાર નિંદ્રા લે છે. ભીલ ભીલડીને જોતાં સતિએ સાનમાં કહ્યું, તમે બેઉ પાછા જાઓ. ભીલ બોલ્યો, બ્હેન! તને જીવતી જોઇ ચાલ્યો જાઉં, એ મ્હારો ધર્મ નથી. ધિરજ ધર, અમે મરીશું તો ભલે! પણ તને બનશે ત્યાં સુધી મરવા દેનાર નથી. આ પ્રમાણે કહી, એક ઝાડની બે પાંખીયાવાળી ડાળી કાપી લાવ્યો, તેને દોરડું બાંધી મનુષ્ય બેસે તેવી ગોઠવણ કરી, બોડના મ્હોં આગળ ઉતારી. વનદેવી દોરડું ઝાલી પાંખીયામાં બેસી ગઇ. તેઓએ ચુપકીથી રાજપુત–બાળાને ઉપર ખેંચી લીધી. ભીલ ભીલડીને સતિ એક ઝાડની પોલમાં છુપાઇ ગયાં. ભીલે પાસેની બંદુકનો અવાજ કર્યો, વાઘ જાગૃત થઇ તેનાપર ધસ્યો, પણ ભીલના તરવારના ઘાથી વાઘનું માથું કપાઈ ઉછળી વનદેવીના ખોળામાં આવી પડયું! વાઘ મરણ પામ્યો. સતિ ચમકી ઉભી થઇ ગઇ. ભીલ માથુ લેઇ ભીલડી ને સતિ સાથે ઝુંપડીએ આવ્યો. ગામના લોકે તેની બ્હાદુરીના વખાણ કર્યા. ભયથી હાંફી ગએલી અબળા ઝુંપડીમાં રાંક થઈ સુતી ને નિંદ્રાએ ઘેરી. બ્હાર ભીલ ભીલડી ઓશરીમાં બેઠી વાર્તા–વિનોદ કરે છે. એકાએક એક મ્હોટો કાળો વિષધર નાગ એક ખુણાના દરમાંથી

નીકળ્યો, તે સતિનાં ચર્ણ-અંગુઠે દંશ દેઈ પાછો દરમાં પેસી ગયો. વનદેવીએ પોકાર કર્યો, અરે કોઇ બચાવોરે....બચાવો! મને અંગુઠે દંસ દેઇ પાપી ચાલ્યો હા....ય! પેલો વિષધર નાગ જાય છે, ગયો-એ....ગયો! શું સંસ્કાર છે? પુર્વના વૈરીઓ આ જન્મે પણ મ્હારો કેડો નહિં છોડે. ઓ ભાઈ ભીલ! હું મરૂં છું, મને બચાવ મ્હારો પ્રાણ જાય છે! ભીલે ગાભરો બની હિંમત નહિં હારતા ઝેર ઉતારવાની બુટ્ટી શોધી સુંઘાડી. ભગભગ એક કલાકમાં સતિ પાછી હરતી ફરતી થઇ. કેટલાક દિવસ વીત્યા બાદ ભીલ-ભીલડી સતિ સાથે તેના પતિ પુત્રોને શોધવા નીકળી પડયા. બે ચાર ગામ ફરી એક ગામના ચોરે આવી રાત્રીવાસો કર્યો. ત્યાં ઠગારાની એક ટોળી આવી ઉતરી. ટોળીનો સરદાર વનદેવીનું રૂપ જોઇ મોહીત થયો. પ્રભાતે ભીલ ભીલડી ને સતિ ચાલી નીકળ્યા, સરદાર પણ ટોળી લેઇ પાછળ પડયો. ભીલે જાણ્યું, સરદાર દાનતભ્રષ્ટ થયો ને મ્હારી બ્હેનપર બળાત્કાર કરવો ધારે છે, ભીલ તેની સામે થયો; પણ અંતે ઠગારાની ટોળીના સરદારે ચીડાઇ બિચારાને કબ્જે કર્યો, સરદાર વનદેવીને, પોતાની ટોળીને, કેદ કરેલ ભીલને લેઇ આગળ ચાલ્યો. સત્યરૂપ કસોટીએ ચડી વનદેવીને શુદ્ધતાની પરીક્ષા આપવી પડે છે!

**સરદાર**—( ભર-જંગલમાં પડાવ નાખી ) કલ્યાણી! કલ્યાણ કર, કાંઇ મહેર કર.

રાગ—કલ્યાણ—

ઘનઘોર અંધારે રહી દીપક જુએ દુરથી,—
પણ છેક મશાલચી અજાણ્યો વસ્તુના નુરથી! ઘન. ધ્રુ.

હૃદય ચિરાય—પ્રાણ તલસાય—પ્યારી આવ!
પ્રાણ તજાય—તો અશુભ થાય—લેને લ્હાવ;
લ્હાવ! ખ્હાવરો ન બનાવ—આવ! ધન. ૧

**વનદેવી**—અંતર ઇચ્છા નથી એ ત્હારી! કલ્યાણ શેને કહે છે? એ ત્હારા આત્માને સમજવાની ફુરસદ મળી નથી. ફોગટનું કલ્યાણ કર! ત્હારા બન્ને કર ઉત્તમ વસ્તુને છોડી નીચ વૃત્તિમાં ન પ્રસાર! જો સંસાર, અપભ્રંશે સાં+સાર જેમાં સઘળા સાર ભરેલા છે. સમજે તો સારજ છે, અજ્ઞાન અવસ્થાએ અસાર જણાય છે, કોઈ ભેદીને પુછ! ભયાનક મામલાને જોઈ જાગ!

રાગ—આશાવરી—

ભયાનક ખેલ જોઈ જગતનો જાગ તું,
જાગ તું—સજ લાગ તું; ભયાનક ધ્રુ.
છોડ ગુમાની—ત્યાગ દિવાની—હરિ ચરણે જોડી દે,
આ જીંદગાની—છેજ મેમાની—ધ્યાન શરણે જોડી દે,
માગ તું—સજ લાગ તું; ભયાનક ૧

શું ત્હારે પુત્રાદિક સંતતીની ઇચ્છા છે? ઘણા સંબંધીવાળો થવું છે? ત્હારા ઉદ્યોગમાં જય મેળવી મ્હોટા પૈસાદાર થવું છે? શ્રીમંતાઈના લક્ષણ જોઇએ છે કે બત્રીસલક્ષણો પુરૂષ થવું છે? ત્હારે રાજ લેવું છે? ત્હારે શાહ્યબીને સૃંગાર શોભાવવા ઉત્તમ દેહ ધારણ કરવો છે? ત્હારે ઇશ્વરના દર્શન કરવા છે? ત્હારે સુંદર સો સ્ત્રીઓથી વિલાસ ભોગવવાની ઇચ્છાએ પરણવું છે? હે પિતા તુલ્ય સરદાર! ઝાઝી ગઇ ને થોડી રહી—ઉમ્મર! વૃદ્ધ થયો છું, ડાચા મળી ગયા છે, ગાલમાં ખાડા પડયા છે,

શરીર શિથિલ બન્યું છે, છતાં કામવાસનાનો ત્યાગ કેમ નથી કરતો ? બોલ શું જોઇએ ? ત્હારૂં કલ્યાણ કરૂં !

**સરદાર**—બસ એકજ એ ! સફર-

બસ **એકજ** એ-લાગી છે લે'-વિસરે નહિં કદીએ;
ચશ્મ એ જાણુ-ખાસુ ખેલાણુ-મન નાહ્ય ના નદીએ;
રાગ તું—ઘર લાગ તું, ભયાનક ૨

મધુરી ! પ્રેમ ઉત્તમ સુખ આપનાર છે, તેજ પ્રવિત્ર પ્રેમની માગણી કરૂં છું; એ વિષયાશક્તમાં પરંપરાનો રીવાજ છે.

**વનદેવી**—એલા ભૂલે છે, હું વનદેવી છું-કાંઈ માગ!

**સરદાર**—ખબર નથી પડી હજુ સુધી કે તું વનદેવી છે ! હેં શું વનદેવી ? હાં....તો બસ મોજ ! કસી કસીને કરેલું કાર્ય કરશે નસીબને તેજ ! નિર્ણયે મતીયું મન તને મહાત્ર છેજ ! અવર ઇચ્છા પુરણ કરી સુખ આપનાર રાજપુત રાણી ઘડપણમાં ઘણી ઉપયોગી થઇ પડીશ, ચાલ મ્હારી સાથે. હું ત્હારા સહવાસે સ્વર્ગનું રાજ પામીશ.

**વનદેવી**—નિર્મળતા ને સુંદરતા જેનામાં નથી, તેવા ! એટલે ત્હારા જેવા ઉલૂકને ! સન્મૂખ કદી સ્વર્ગનું રાજ દ્રષ્ટે પડતું નથી. કલ્યાણ મેળવતાં લ્હાણુ એ પામીશ કે ત્હારા પ્રાણની હાણુ થશે !

**સરદાર**—સેવકો ! ઉપાડો કાફલો, (સતિને) હું જાણુ છું સ્ત્રી-હઠ ને સ્ત્રી-ચરિત્ર એ બે આ ભયાનક જગત્ જે તેં બતાવ્યું તેમાં પ્રખ્યાત છે ! (સરદાર ટોળી સાથે પોતાના મનથી સ્વાર્થસિદ્ધિએ માનેલ ગુન્હેગારોને લેઇ પસાર થયો.)



## પ્રકરણ ૨૦ મું.

સુર્યસિંહ—હે મન ! તું તો માયામાં રંગાઈ જાય છે !

ન દે દુનીયાને દોષ, શા માટે વળગતો જાય છે ?

એ દુનીયા દોરંગી, ત્હારા જીવતરને ખાય છે !

મરાઠી સાખી.

દુરથી દ્રષ્ટે આવતો દીઠો, તરત કુંભ તણાતો;

કરમાં ગ્રહી તેમાંની પત્રિકા, અંતર એ હરખાતો;

વાંચી કરતો વિચાર, કોના છે આ સમાચાર ? વાંચી ૧

શું આ પત્રમાં ખુબી ? પત્ર વિયોગી વ્હાલી વનદેવીનો ! લખનાર-ચંદ્રમતી ! આઃહા ! તું પણ હથીયાર વિના સંજ્ઞાથી વાર્તા-વિહારનું તંત્ર ચલાવી રહી છે. ઓ રઢીયાળી રામા ! રહે હવે બસ કર ! શું ત્હારી પત્ર પ્હોંચાડવાની ચાલાકી ! નાહક ચંદ્રમતી આગળ જાહેર પડી મને ફજેત કર્યો, છળથી છેતરી પાછી શરમની જગા સંતાડી નિર્લજ ! બતાવે છે મ્હારી સંભાળ ન લીધી, શું મ્હેં તને કાષ્ટનો ભારો વેચવા જવાની રજા આપી હતી ? ખેર ! એ બાબતને દરગુજર કરૂં છું,—

છાયારૂપ થઈ રહે સતિ પતિના,

પુનર્જન્મે પણ તે સેવા-દર્શન પતિના !

પ્રીયા ! ત્હારા ચરણ અતી ઉત્તમ છે એટલુંજ નહિં, પણ સર્વકાંઇ સારૂં શ્રેયષ્કર છે ! આ ભરતખંડમાં મને તું સુલક્ષણુ સત્ય-ન્યાયને જાણનારી તત્વદર્શક મળી, તો હું જાણું

છું અરથી ભાગીદારીનો દાવો હે અર્ધાંગ્ના! ઈશ્વરના દરબારમાં મ્હારા તરફથી રાખીશ! મ્હેં તને પુર્વે સુબોધ આપી કહ્યું છે,–

૧ પૃથ્વિને પ્રાણીઓ ડગાવે છે, તો પણ પોતાના નિયમથી ચળીત થતી નથી; તેમ સાધુપુરૂષે કોઇ ડગાવે હલાવે કે દુઃખ દે છતાં ચળવું નહિં. પર્વત પણ અચળ છે; તે ઝાડ, કુંડ, ઝરણા, નદી, વનસ્પતી વિગેરેને પરોપકારાર્થે પેદા કરે છે. વૃક્ષ પરાધીન ને ઉપકારી છે; ફળ, ફુલ, પાંદડા ને કાષ્ટ બનાવે છે. મનુષ્યાદિ પ્રાણીઓ તેને ખાઇ જાય છે, કાપી નાખે છે, મુળમાંથી ઉખેડી નાખે છે, છેવટે લઇ જઇને અનેક રીતે પોતાનો સ્વાર્થ સારે છે, છતાં જુઓ તેનું રહસ્ય!

૨ વાયુ વનમાં રાજી થતો નથી, અગ્નિમાં કચવાતો નથી. યોગીએ શીતોષ્ણાદિક અનેક ધર્મ કાર્યમાં અનુકુળતા–પ્રતિકુળતા હોય તો પણ રાજી કે કરાજી થવું નહિં. વાયુ સુગંધ–દુર્ગંધાદિકવાળો જણાય છે, છતાં તે તેવો નથી. એવી માન્યતાનો આત્મા પૃથ્વિના વિકારરૂપ દેહાદિકમાં રહેવાથી, જન્મ મરણાદિકવાળો જણાય છે, પણ વાસ્તવિક તેવો નથી. એ પ્રમાણ વાયુમાંજ છે. પ્રાણ વાયુરૂપ છે, આહારથી સંતુષ્ટ થાય છે, પણ રૂપ રસાદિક ઇંદ્રિઓના વિષયોની અપેક્ષા રાખતો નથી; તેમ જ્ઞાનીએ પણ ફક્ત આહારથી સંતોષ રાખવો. સારા નરસા અહારની અન્ય વિષયોની ઇચ્છાનો ત્યાગ કરવો. માત્ર દેહના નિર્વાહને માટેજ નિર્મળ અહારની ઇચ્છા રાખવી, કે જેથી વાણી ને મનમાં વિક્ષેપ ઉત્પન્ન ન થાય.

૩ આકાશ સર્વ વ્યાપ્ત છે, કોઇનો સંગ નથી, પદાર્થથી તેનું માપ નથી, દેહની અંદર રહ્યા છતાં યોગીએ બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી આત્માને સ્થાવર જંગમોમાં વ્યાપ્ત સમજી; કોઇ

દેહાદિકનો સંગ નથી, અમાપ છે, એ વિચારવું. આકાશને વાયુએ પ્રેરેલો, જનાર–આવનાર મેઘ કે રજ આદિ પદાર્થનો સ્પર્શ નથી, તેમ કાળે સર્જેલા પૃથિવ, જળ; તેજમય દેહાદિક પદાર્થો કે જેઓ જાય છે આવે છે તેઓનો સ્પર્શ નથી–એ જાણવું.

૪ જળ સ્વચ્છ, મધુર ને મનુષ્યોને પવિત્ર કરનાર છે, તેમ જીવનમાં દરેક પ્રાણીએ સ્વચ્છને શુદ્ધ રહેવું, મધુર બોલવું; બીજાને ઉપદેશ કરી શુદ્ધ રહેવા સમજાવવું.

૫ અગ્નિ તેજસ્વી, પ્રતાપથી દીપ્ત, સર્વ વસ્તુ ખાતા છતાં દોષથી રહીત રહે છે, કોઇ જગાએ છાનો, કોઇ જગાએ સ્પષ્ટ ને કલ્યાણકાર છે. હવિ દેનારના ભૂત–ભવિષ્ય પાપને બાળી પરેચ્છાએ સર્વસ્થળે ખાઈ લે છે, અગ્નિ કાષ્ટમાં રહેવાથી તેમાં સર્વત્ર રૂપવાળો જણાય છે, પણ તેવા નથી; તેમ આત્મા પોતાની અવિદ્યાએ સર્જેલા ઉંચ–નીચ દેહમાં રહેલાથી ઉંચ–નીચ બનેલો જણાય છે, વાસ્તવિક તેવો નથી, વિચારો ! અગ્નિ જ્વાળા ક્ષણે ક્ષણે નાશ પામે છે, ને ઉત્પન્ન થાય છે, તે જણાતું નથી; તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન વેગે કાળથી આત્માના શરીર ક્ષણે ક્ષણે નાશ પામે છે, તે ઉત્પન્ન થાય છે–પરંતુ તે અજાણે રહે છે. માટે દેહને ક્ષણભંગુર સમજી યોગીએ વૈરાગ્ય રાખી સંસારમાં સંબંધીઓનું કલ્યાણ કરવું, જેથી આ લોક ને પરલોકમાં વિજય પતાકા સત્યના ઉંચા અભંગ વાંસે રોપાઇ ત્રણે કાળમાં અમ્મર નામના આપશે.

શું આમાનું જંગલમાંથી કાંઈ ન શિક્ષણ મળ્યું ? મ્હારો ને પુત્રાદિકનો સ્નેહ છે, એ ઠીક છે ! પરંતુ કાર્ય કરવાનાં સંકલ્પ પાછળ આદરેલા પશ્ચાતાપમાં કે કલેશમાં એ મહત્વ નથી ! હા.......બાળકો !

નથી ખબર કંઇ ચંદ્રની કે દીપસિંહની મને,
અત્રે આવી પુછે કદી સન્મુખ શું કહું તને? ૧
સખી પુર્વની ત્હારી પત્ર મ્હારા કરમાં મરે,
ઓ ચંદ્રમતિ! આજ ગંગા ચંદ્રનું હીર હરે! ૨
દીપસિંહ કિનારે ટળવળે ભાઈ સાર ગયો,
અરે વ્હાલી વનદેવી મ્હારો ઇતબાર ગયો! ૩
બસ ઓ દેવી! રસ ભરી જંજાળ છાઈ ક્યાં ગઇ?
શી આ સંભાળ વનદેવી વનની દેવી થઇ! ૪
મળે વિંટાયુ કોકડુ ઉકલે ઉકળે ક્યાં મળે?
કોશેટાનું જીવન જગમાં ભાગ્ય હીર બળે! ૫

ગંગા! આ સરહદ છોડી ને દુર નહિં જાઉં, તારી નજીકના આ રામનગરમાંજ નિવાસ કરીશ. (ભજન કહેતો ચાલ્યો જાય છે.)

રાગ—ભજન—

રમતો રહો રે—નવલ વાતે વહે રે!
આ....ઘટમાં રામ મ્હારો—રમતો રહેરે;
કોઇને ના કહેરે—મુજને છાનું કહેરે,
આ....ઘટમાં રામ મ્હારો—રમતો રહેરે; ર. ધ્રુ.
જેણે આ જગની બાજી, ન્યાયશી નીપજાવીરે;
મણ દુઃખ માંહી છાંટતો છાશ લહેરે આ....! ર. ૧
ફુટયો ગોકુળનો ગોળો, હાથે નહીં નેત્ર ચોળો;
પોતાનું પોતેજ સંભાળી ચહેરે, આ....! ર. ૨
જાયા તે જવાના જાણી, માયાને વિસરાવેરે;
પરસ્પરે સંબંધ સાંધી ગોર ગ્રહેરે, આ....! ર. ૩
રહસ્ય રચનાનું ત્હારૂં, વિવિધ રૂપ પલટાવીરે;
હું પદમાંથી હું હરી લેઇ મહેરે, આ....! ર. ૪

ત્યાંથી ચાલી સાત ગાઉ પંથ કાપી રામનગરની ભાગોળે આવ્યો, થોડું તે ચાલી જેવો શહેરના દરવાજે પ્રવેશ કરે છે કે તરતજ રાજ્યના સિપાઈએ આવી કાંડુ પકડયું.

સુર્યસિંહ— રાગ—મચકો પીયા મીલનકો—

મને જાવા દે નગ્રમાં—કેમ રોકે ?
કેમ રોકે શાને ટોકે ? મ. ધ્રુ.

સિપાઈ-રાય બોલાવે, હુકમ કહાવે;
સુર્યસિંહ-ચાલો ભલે ભાવિ શું સજાવે ! મ. ૧
સિપાઈ-રાજાના ત્યાં આવ્યું, મન તું ભામાવ્યું;
શું નિર્દોષી ગુન્હેગાર બનાવે ? મ. ૨

સિપાઇએ સુર્યસિંહને કચેરીમાં લેઇ જઈ હાજર કર્યો. રામનગરના રાજા રામસિંહે હુકમ કર્યો, આ શકદાર છે મ્હારો માટે આને પણ કેદમાં પુરો. ચાર સિપાઈ સુર્યસિંહને હાથમાં બેડીયો નાખી લેઈ ચાલ્યા.

સુર્યસિંહ— રાગ—ધનાશ્રી—

દ્રષ્ટિ કરૂં ત્યાં દેખાય જગત—દ્રષ્ટાનો નાદ !
ઘડીમાં સુક્ષ્મ—ઘડીમાં પાડે મ્હોટો સાદ, દ્રષ્ટિ ધ્રુ.
દશે દિશામાં એનો વિસ્તાર, ખાલી ન કાંઇ ઠામ લગાર;
વિચાર વેદ ન્યાયી કારભાર, શ્રવણ કર આજ એક ફરીયાદ; દ્રષ્ટિ. ૧

**રામસિંહ**—બસ જાવ—લઇ જાઓ સૈનિકો ! કેમ વાર કરો છો ? (કચેરી બરખાસ્ત કરી વિચારભુવનમાં જાય છે. સિપાઇઓએ અન્ય મુસાફરોની ભેળા સુર્યસિંહને પણ પુર્યો.) અહાહાહા ! શું જગતપ્રવાહનું જોર ? શું મ્હારા પ્રારબ્ધનું પ્રદર્શન ? શું વિશ્વવહિવટ ? મરવું કોને પ્રીય હશે ? ડરનાર દોષીત જીવન

લય પામશે, ત્યારે હું ક્યાં જઈશ? કાળ ને સમયમાં અંતર છે, એ પણ દ્રષ્ટિગોચર થાય છે, અફસોસ! (વિણા પ્રવેશે છે.)

રાગ—આશાગોડી—

ક્યાં કલંક વાદળ ચડયું માથે? આહા! આવું વાદળ ચડયું માથે?
ધનુષ બાણ ગ્રહિ પણ તાણીને, સન્મુખ દર્શિ દેવી સંગ ભાથે; ક્યાં.
પુત્રી વિણાની ઉમ્મર જાણીને, લગ્ન કરીશ હું કોની સાથે? ક્યાં.
મૃત્યુ માસમાં થઈ રાજ જાશે, એ કાળ કોણ મુસાફર હાથે? ક્યાં.
ચેન પડે ના આત્મા અકળાશે, ધાર્યું છે શું ત્રિભુવનનાથે? ક્યાં.

વિણા—પિતાજી! આ શું અશ્રુએ ભીંજી આંખ—આ સાડાત્રણ મણની કાયામાં આત્મા ક્યાં રહે છે? તેની કોને ખબર નથી—છતાં એ મજબુત કોટમાં કેદ કરનાર પરમાત્માને છેતરી પંખેરૂની પાંખ બાંધનાર કોણ બળીયો મુસાફર છે?

રાગ—સુરરાગ—

શું અજબ કરો છો વિચાર? ગજબ કોણજ છે કરનાર? ગ.
શ્રવણ કર્યું કર્ણ, કીધો પ્રાણ હર્ણ?
દર્શાવો કરૂં જઈ મર્ણ, હે વિશ્વ આધાર— ગ. ૧
કન્યાદાન આપે. રાય રંક સ્થાપે;
પિતા વણ ન પુત્રિ ઉથાપે, એ સંસારસાર— ગ. ૨
ન.વા તેવાને, નિજ દેવ માને;
બ્રહ્માનંદ પ્રકાશવાને, વરે સતિ નાર— ગ. ૩

રામસિંહ—હે પુત્રિ! અર્ધ રજનીના ઘોર સ્વપ્નવાળી ચતુર્ભુજા દેવીએ મ્હારા મનને સતાવ્યું છે, હકીકત તું જાણે છે.

વિણા—મુસાફર ક્યાં છે? નજરે જોઉં, સકળ સંકટ ખોઉં, જીંદગીના પ્રમાણની કોઇને જાણ નથી, પણ પુરૂષાર્થે નસીબ બદલાય છે. સારી ઇચ્છાઓ કાઢવા ખોટી ઇચ્છાઓની

જરૂર છે, ખોટી ઇચ્છાઓ કાઢવા સારી ઇચ્છાઓની જરૂર છે. ઇચ્છા તેવાંજ કર્મ ને સુખ-દુઃખ.

રામસિંહ—મ્હેં સ્વપ્નથી ડરી સઘળા મુસાફરોને જેલમાં પુર્યાં છે.

વિણા—અહાહાહા! ઇચ્છાનું બળ અગાધ છે. ઇચ્છા હર્ષથી શોક, શોકથી હર્ષ; સુખથી દુઃખ, દુઃખથી સુખ; ઉંચથી નીચ, નીચથી ઉંચ; સ્થિતિમાં લઇ જાય છે. (સ્વગત) હવે ચાલ મન કાર્યમાં પ્રયાણ કર. (પ્રકાશ) તાત! પણ તેમાં એ બિચારા મુસાફરનો શો દોષ?

રામસિંહ—નિમીત્તકારણનેજ વળગી જીજ્ઞાસુ પોતાનો ફીકરથી બચાવ કરે છે.

વિણા—વારૂ-શોચ ન કરો, હું પણ મ્હારાથી બનતો પ્રયત્ન કરી, આપને મદદ કરીશ. શાંતિના સમર્થ આશ્રમમાં શક્તિદેવીના દર્શન કરી કૃતાર્થ થાઓ, એ મ્હારૂં વચન છે!

વિણા પુરૂષના વસ્ત્ર પ્હેરી સાથે એક સિપાઈ લેઇ જેલ

તરફ ચાલી, શું સદ્‌ગુણશોભીત રાજબાળાનું તેજ? ગૌરવદન, ગુલાબી મુખાકૃતિની લાવણ્યતા, શરીરની પુષ્ટતા, બ્રહ્મચર્ય વ્રતનું દિગદર્શન! પોષાકમાં લીલો સુરવાલ, પીળો જામો, કેશરી પટકો ધારણ કરી, ક્ષત્રાણી હિંમત ધરી, કમ્મરે કટારી ઝુકાવીને ભરબજારમાં થઈ ચાલી. રૈયત જાણે છે કે વિચીત્ર સ્વભાવની વિણા ચતુર-ચાલાક છે. પુરૂષમાં તો બત્રીસ લક્ષણ હશે, પરંતુ વિણામાં ચાર વધારે છે. જેને પતિવ્રૃત પાળવાની લગની લાગી છે, એવી મનોભાવે મંદમંદ શરદે કામ-પ્રદીપ્ત બનેલી કામની

રાજકુંવરના રૂપે હજારો માણસની મેદનીમાં થઈ ચાલી. ચટકતી ચાલ નવીન શુરવીર રણધીરના ક્ષત્રિ-બળને નીરખતાજ દરેક લોક પોતાનો ઉદ્યમ છોડી દેતા, સ્ત્રીઓએ રૂપે અંજાઈ પીછો લીધો, છતાં ઓળખી નહિં કોઇએ ! સર્વની નજર ચુકાવતી આવી જેલમાં પ્રવેશ કરે છે, તો કલ્યાણીનો સુર્યસિંહ પધારેલા મુસાફરોમાંથી તંબુરો માગી લેઈ ભજન કરે છે. મીઠા મધુર નાદપર મોહી ગુપ્ત રહી એકાગ્રચિત્તે વિણા સાંભળે છે. ભક્તરાજ અન્ય મુસાફરોને સુબોધક સમય-લાભ આપે છે.

સુર્યસિંહ—હે ભાઇઓ ! આપણે રામસિંહના ગુન્હેગાર નથી, પણ કર્મબંધન જીવ સંચીતે જેલમાં પુરાયા છીએ ?

રાગ—કવ્વાલી–

દર્શ દ્રષ્ટે આ શું દ્રગને જોનારો કોણ એ ?
વદે વિચારે તરંગ શા તન મન વ્યાપ્ત કોણ એ ? ૧
શ્રમ સમાયે ઉદ્યમી આશે ક્યાં રહ્યો કોણ એ ?
પદાર્થે પ્રતિમા કે પ્રતિતિનાં બિંદુ રૂપ કોણ એ ? ૨
પુરૂષાર્થે પળતો વળી પંથ દર્શક કોણ એ ?
કુદરતે પલટાયે સદા તદ્રપી રંગ રમે કોણ એ ? ૩
સ્વાર્થ સાંધે બાંધે મર્મ ધર્મ એ જો કોણ એ ?
જીવને તેજ રૂપે ચેતનમાં વિશ્વે કોણ એ ? ૪
સત્તા ન્યાયા-દ્વારે ગતિ ગહને બુદ્ધિમાન કોણ એ ?
પ્રભુ ભ્રમણા ટાળનારો તારો જગ રગ કોણ એ ? ૫

હે શ્રોતાજનો ! એજ પરમાત્માનું અગમ્ય, અલૌકીક નિરંજન સ્વરૂપ છે ! એમાં ન્યાયના દોરપર ચાલનાર, ઈશ્વરથી સંદેશો લઇ જનાર-લાવનાર મન ચંચળ છે તો,–

રાગ—ભજન—

દેહ દેવલડામાં એ। દિવલડારે—મનડાને મનાવનેરેજી !
ઝગમગે જ્યોતિ એ દિવલડારે—મનડાને મનાવનેરેજી, દેહ ધ્રુ.

સંયમને સાધી રાગમાંરે, મહત્તા વધારી લાગમાંરે;
વિચારે વાહી ના જારે, એકતારે તારનારો તારે;

માને તો મતને પતાવનેરેજી—મનડાને મનાવનેરેજી, દેહ ૧.

એક રંગેલા અનેક ભુલી, આનંદ અથડાઇ જાયજી;

તો પણ ભ્રમણામાં ભટકે, વ્હેમે ફુલાયો—મનડાને,— દેહ ૨

વિણા—(જેલના દ્વારનું તાળુ ઉઘડાવી) ભઈરાજ ! આપ કોણ છો ? ક્યાં રહેવું ?

સુર્યસિંહ—હું એક જંગલેજંગલ ભટકનાર મુસાફર છું.

વિણા—આપનું નામ શું ?

સુર્યસિંહ—નામ ઠામ જાણવાની શી જરૂર છે ? કામ હોય તે કહો—આપ કોણ છો ?

વિણા—હું આ નગરના રામસિંહ રાજાનો પુત્ર છું.

સુર્યસિંહ—રાજા રામસિંહને પુત્ર તો છેજ નહિં ! આ તરૂણવયમાં તમને જાઠવચન યોગ્ય છે ?

વિણા—હે મુસાફર ! ધર્મસંકટને જુઠવચન યોગ્ય છે.

સુર્યસિંહ—ધર્મસંકટ સમયે સત્ય—પ્રતાપ દુઃખ દુર કરે છે. ધર્મને સંકટ હોયજ નહિં.

વિણા—સત્ય છે. પરનો પ્રાણ બચાવતા પરોપકારે અસત્ય ને જુઠ માનતીજ નહોતી. (વેષ બદલી સ્ત્રી રૂપે દેવાંગ્ના થઇ) અત્યારથી મ્હારો પ્રાણ જતા અસત્ય નહિં ઉચ્ચારૂં. આપ કોઇ રાજઅંશી ચિન્હ દર્શાવો છો. હુ રામસહિની પુત્રી વિણા નામથી ઓળખાઉં છું. મને પુરૂષ પરિક્ષા લાયક નથી, પરંતુ પ્રયોજને આ વેષને પાત્ર થઇ. આપની ઓળખાણની જરૂર છે.

સુર્યસિંહ કહે,કલ્યાણીનગરીનો રાજા સુર્યસિંહ તેજ હું. વિણાએ પુછયું, શું સુર્યસિંહ ?! રાજ્ય કયાં-સંબંધ કયાં-સાજ કયાં? આમ બેહાલ થઇ જંગલમાં ભટકવાનું કારણુ ? વનદેવી ને બાળકો ખુશીમાં છે ને ? સૂર્યસિંહ કહે, કાંઇ કહી શકતો નથી, મ્હારા જીવનવૃતાંતમાં શું બને જાય છે? ને શું બનશે?! વિણા બોલી, ઓય દશા....! અમારી આ ભુલ છે. કે મ્હારા પિતાએ તમારો કાંઈ સત્કાર ન કર્યો ! સુર્યસિંહ કહે, કયાંથી કરે એ મને ઓળખી શકયા નથી. વિણા બોલી, ચાલો રાજમાં-આ કેદખાનું તમને યોગ્ય નથી, પરંતુ એ તો કહો! બન્યા બેહાલ કંગાલ, હતાં સુખપાલ, ગયા કયાં એ? છે છતાં કપોલ વિશાલ! ભાગ્યરેખા કોણે ચેકી નાખી? કાંઈ અયોગ્યકર્મ આપનાથી બન્યું છે કે? એ કલ્યાણીનો વિયોગ થયો ! નથી મનાતું, ઓ જંગલ નિવાસી મુસાફર! મને વિચાર થાય છે કે કાંઈ પરોપકારાર્થે, પુરૂષાર્થે આ પગલાં પ્રસારેલા છે. સુર્યસિંહ કહે, સત્ય તો એ છે કે કનોજના રાજા છત્રસિંહના કેરથી મ્હારે રાજભ્રષ્ટ થઇ બેરાં છોકરાંને લેઈ ગુપ્ત રીતે વનમાં પસાર થવું પડયું છે, કાળેકરી તેમનો પણ પરસ્પર વિયોગ બન્યો છે. કોઇ કોઈની ખબર પડતી નથી કે કયાં છે? વિણા (સ્વગત) બોલી, અહા! કર્મયોગ ઠીક મળે છે, અરે પણ દેવીસ્વપ્ન સત્ય ઠરે છે-ભલે! (પ્રકાશ) ભકતરાજ! મ્હારે તમારી પાસે કાંઇ માગવું છે, કૃપા હોય તો બોલું! સુર્યસિંહ કહે, હું મુસાફર ત્હારા પિતાનો કેદી! તને શું આપી શકીશ?! વિણા બોલી, ક્ષત્રિ વિર્યરાજ! જ્યાં સુધી સુર્યસિંહના હાથમાં કર્મકટારી રમી રહી છે, ત્યાં સુધી હું જાણુતી નથી કે ત્રિલોકનું રાજ ભોગવવા અન્ય ઇચ્છા કરે, છતાં

આપે રૈયતના રક્ષણાર્થે રાજસુખનો ત્યાગ કરી જંગલમાં પ્રયાણ કર્યું છે. હું એવું નહિં માગું—જે તમારાથી નહિં અપાય" સુર્યસિંહ કહે, બોલ શું જોઈએ? વિણા બોલી, આપના દર્શનની ઈચ્છા છે! સુર્યસિંહ કહે, તું તો હસ્તામલકની વાત કરે છે. દર્શનમાં શું બાકી છે? હું જાણુ છું, મ્હારી સન્મુખ ઉભી વિચીત્ર ઢંગે જોઈ રહી છું! મનોભાવના રંગ.- વિણા બોલી, હા એ રંગે રંગાઇ ગઇ! આપ મહા જ્ઞાની છો, અજ્ઞાનને જ્ઞાનીનો સંગ ઉત્તમ ભવિષ્યફળ આપનાર છે, તો તે પંથે મને અંગીકાર કરશો એ આશા છે, મ્હારી જીજ્ઞાસા હંમેશા આપને સેવા-દર્શન કરી બ્રહ્માનંદે રમાડું એ છે,-

રાગ—હું મસ્તાની પ્રેમની મને-

હું છું પ્યાસી પ્રેમની—ના ના કહેશો હા કહો!
આશા કરો હવે પુર્ણ સ્વામિ સુખે હસ્ત આ ગ્રહો, હું છું.
ઉમંગ પ્રગટે અંતરે, વરવાનો મહારાજ;
મ્હેર કરી મોહનજી, સગીયા મનહર આજ;
શોધ્યો છે આ સંસાર—પણ માન્યું ન મનડું અરે! હું. ૧

**સુર્યસિંહ**—મ્હારા પ્રતિ ત્હારો પ્રીતિભાવ એમ ઉત્પન્ન થતો હશે, પરંતુ હું જ્ઞાની? જ્ઞાની એ વિશેષણ કોને લાગે છે?

રાગ—ભૈરવી-

જ્ઞાની કોને કહેવાય જ્ઞાની? સદા પરમેશ્વરને રહે માની! જ્ઞા. ધ્રુ.
નજરે જોયાથી જાય દારિદ્ર, જન્માંતરના ટાળતા ચારિત્ર;
સ્વિકારે સત્સંગતની મેમાની, એ.......જ્ઞાની! જ્ઞાની ૧
કાયાનો રંગ જાણે કાચો, ના માને મનનો વેગ સાચો;
નિરંતર ભક્તિવશ રહે ધ્યાની, એ.......જ્ઞાની! જ્ઞાની ૨

એ સિવાય કાંઈ અન્ય માગી લે—શું ઇષ્ટ પરમાત્માના દર્શન જોઇએ ?

વિણા—તમારા દર્શન થાય—પછી ભગવાનના થયા, એમ માનવાને કાંઈ ન્યુનતા સમજો છો ? રાજ ! આજ તમે તો હદ કરી.

રાગ—પ્હાડી કાફી—

સુર્યસિંહ— મોહન પ્યારી જાળ પ્રસારી !
વિણા— અધુરો પુરજો પ્રેમ વિહારી,— મોહન ધ્રુ.
સુર્યસિંહ— રૂપ અલૌકીક પ્રતિબિંબ વિચારે,
પ્રતિમા અંતર કાળજુ સારે;
વિણા— ના—ગણી નારી ! ન કરો ન્યારી,— મોહન ૧
પુરૂષોત્તમ તમને મનથી માનું,
છે—લા—ગણી રાખો શું છાનું ?
જડભુવને ચેતન દો ચિતારી,— મોહન ૨

સુર્યસિંહ—શું પ્રત્યુત્તર આપું ? તે સમજાતુંજ નથી.

વિણા—સમજો છો સંસાર પાર, ઉતારનાર બ્રહ્મદ્દષ્ટિ છો;
કામની કામના કામના—કામના ભાગ્ય—વર દાઇ છો !

માનો મ્હારા કાન્ત ! માનો, બોલો ને બોલાવો. (રામસિંહ ચેન નહિં પડવાથી બ્હાવરો બની આવે છે.)

સુર્યસિંહ / વિણા }—(અરસપરસ) મરાઠી સાખી—

તાત જોતાં રે સંતાપે, નીચીજ થાએ દ્રષ્ટિ;
આ લોકમાં માન ગુમાવી, પરલોકે પામે કષ્ટિ;
સૃષ્ટિ નીયમ આ—સંશય સર્વે મનના જા જા ! સૃષ્ટિ ૧

રામસિંહ—આ઼હા !

વિણા—શું સ્વપ્નની સુક્ષ્મ દ્રષ્ટિથી ડર્યા ? પિતાજી ! વિધાત્રીદેવીને પોતાની માયા પ્રસારવાનો એ ઠીક રસ્તો મળ્યો ! જાગૃતાવસ્થાએ સુર્યોદયે તેના કર્મ જેમ અલોપ થાય છે, તેમ જુઓ આપણા રાજમાં આ સુર્યસિંહે પ્રવેશ કર્યો છે ! આ બિચારા પંથીઓનો નાહક મરો છે. નીચ દેવી સુખની વધામણી કેમ ન લાવી ? મિથ્યા રોષ કરી પોતાના હૃદયધ્વનિને અજ્ઞાનથી જગતમાં ફેલાવો છો, તેથી શું અર્થ ? કહુ છું વારંવાર ઈચ્છાનું બળ અગાધ છે, નથી સમજતા ? અયોગ્ય વિચાર તજી હજી સાર સજી આ મુસાફર કોણ છે ? પ્રથમ ઓળખો !

રામસિંહ—આમાં શું સમજાય ! આ તે રાજા સુર્યસિંહ કે કોઈ મુસાફર ? !

વિણા—પિતાશ્રી ! જેને તમે મુસાફર માનો છો, તે તમારા મનથી ! પણ ન્યાય પરિક્ષા નહિં. મ્હારી પાસે મુસાફર નહિં—પણ, કલ્યાણીના રાજ હારી વનવાસ નીકળેલ રાજન સુર્યસિંહ છે—હું તેમને,—

રામસિંહ—(આશ્ચર્યજનક દ્રષ્ટિએ સ્વગત) હા....ય પેલું સ્વપ્ન સત્ય થાય છે યોગ્ય પતિને પુત્રીનું દાન દેઈ ભાવિ-ભરોસે નહિં રહેતા પુરૂષાર્થે વનમાં જવું યથાર્થ છે. મ્હારી હવે વૃદ્ધાવસ્થા થઈ છે, આ રાજ યોગને ઘણો કાળ ભોગવી મનને તૃપ્ત કર્યું છે. હવે હરિ સ્મરણમાં બાકીની જીંદગી જાય તો શ્રેય થાય. ધન્ય સમય—વિણા ! તું યોગ્ય—વર મેળવી ત્હારા હાથેજ પોતાનું કલ્યાણ કરે છે, એમાં હું મ્હારા સદ્‌ભાગ્ય માનું છું. ભવસાગર તરવાને—પંચતત્વની દેહ નાકામાં જીવન—પ્રવાહે નૈતિક કર્મ—હલેસાથી, પતિ—પત્નિનો સંબંધ શ્વાસ—વાયુ રૂપે સાધન છે. તેનો પ્રથમ વિચાર કરવાનો બન્નેને સુખ—દુઃખ કર્તા, આ

જ્ઞાન કિનારો છે, તેથી આગળ ભવિષ્યમાં ચડવાને ન્યાય પગથીઆં છે ! આવો બંનેનું કલ્યાણ થાઓ ! ( હસ્ત મેળાપ કરે છે. )

**વિણા**—સત્ય છે. પત્નિએ પતિને ભાવનાએ સન્મુખ પરમેશ્વર માની કર્મનાં ભોગ વિલાસથી રાજી રાખવાં એજ સતિ ચરિત્ર–ચિત્ર છે !

**સુર્યસિંહ**—આ સમય ? સ્ત્રીને પરણી પાળી; જીંદગી પર્યંત તેના કૃત્ય સત્યાર્થે સમજી, પોતાનાં આનંદનો અમુલ્ય લાભ આપનાર પુરૂષ ગણાય છે !

**રામસિંહ**—ચાલો તમે તો અમારા મેમાન ! હે સુર્યસિંહ કસૂર માફ કરજો, ગરીબઘર પધારી પાવન કર્યું છે, તેમાં વળી મ્હારા જામાત્ર થયા ! આ અત્યાનંદનો લાભ આપું–ચાલો ! ( રાજમાં જઈ કચેરી ભરી ) હવે તો,–

ગાવું કેમ મેમાન ? સુ ખેકરો રાજદંપતિ ધર્મ–પ્રકાશ !
જવાનું મ્હારે હવે શ્રેયાર્થે વન મળ્યાં કર્મ જ પ્રાપ્ત !

**રામસિંહ**—( સુર્યસિંહને તખ્તપર બેસાડી રાજ–તાજ સોપે છે. ) હું ગર્ભાશયની વેદના ને તુચ્છ તૃષ્ણાનો ત્યાગ કરવા વનમાં ઇષ્ટ સ્મરણાર્થે જાઉં છું.

**સુર્યસિંહ**—વિણા વિણા વિણા,–

હૃદય વિણાએ વિણાએ, વિણા એ ચિત્ત હરતી,
મધુર નોત્તમ ધ્વનિ સુક્ષ્મ રૂપ અંતરે ફરતી !

**વિણા**—હવે શોચ મુકી મ્હારી બ્હેન વનદેવી ને મ્હારા પુત્રો ચંદ્રદીપસિંહની શોધ કરો.

**સુર્યસિંહ**—એક મેલી ઉપાધી–અન્યને શું કરૂં ?
બાળ જીવન મન કહે–અન્યને શું કરૂં ?

**વિણા**—એમ વનદેવી મળશે ?

**સુર્યસિંહ**—પિંજરમાં પુરાએલ વાઘની, વાદીના કંડીએ સપડાએલ નાગની, ને પુરૂષાર્થીના લાગની ! બસ નિષ્પાશક્ત મન સાબીતી બતાવે છે તેજ આ !

મળશે તો મળશે સોંપી બાળ વનમાં ગઈ,
ભુલી ગયો ફિરનાર દશા કેવી વનમાં ગઈ !
ક્યાં ચંદ્ર ? ક્યાં દીપસિંહ ? ક્યાં વનદેવી હશે ?
જેમ પડે વિપતી તેમ આ કાયા સહેશે !

(મુર્છાગત થાય છે)

**વિષ્ણુ**—(અંગને ઝીલી લે છે) આ....હા ના....થ !

# प्रकरण २१ मुं

રમણ | કમળાશંકર | — રાગ—કહાનરો—

કરમના કરમે દુ:ખીયા કીધા છે,
ભેખ પ્રીયાના વિયોગે લીધા છે! કરમના ધ્રુ.
મદન વદનમાં તદ્દન સંતાપે,
આપે વેદના વચન દીધાં છે! કરમના ૧

બન્ને પોતાના તર્ક—વિતર્ક કરતા મળના મનને માન આપતા અઘોર જંગમાં ચાલ્યા જાય છે, તેટલામાં ભયભીત નાદ કાને સંભળાયો, તેઓ તે તરફ દોડી જઇ જુએ છે, તો એક ચંડાળ વૃત્તિવાળો બ્હારવટીયો વસ્ત્ર, ઘરેણા, હિરા, રત્ન, સાચા મોતીના હાર ધારણ કરેલી સ્ત્રીને બળાત્કારે લુંટી લેઇ મારી નાખવાનો ઇરાદો કરે છે. એ સપડાએલી સુંદરીએ બુમ પાડી, મારે કોઇ બચાવનારે બચાવો, મને લુંટી આ કોઇ કાળરૂપ મારી નાખે છે. એકનું ઓવડ બે ધારી બ્હારવટીયો યોગીવેષે બન્નેને શરીરે પુષ્ટ નિહાળી દ્રવ્યની ગાંસડી ત્યાંજ પડતી મુકી ઝાડીમાં નાશી ગયો. તપાસથી માલમ પડયું તે સ્ત્રીમાં થોડા જીવથી શ્વાસ હાલે છે. સ્વરૂપ જોઈ કામી કમળાશંકર ખુશી થયો. રમણે વિચાર્યું, આ સ્વરૂપ તો મ્હારી નજરે ચડી ગયું છે ક્યાં ત્યાં આવાજ ખેલ થયાં કરે છે. કૃષ્ણની તો કળા ન્યારીજ છે, એણે પોતાના જીવન ચરિત્રમાં આવી લુંટ શું નથી ચલાવી? તો પછી અદ્રશ્ય અંધારે રહી કૃષ્ણ—કામના

કેમ ભાગ લે છે ? ઠીક છે, એની પણ આ ચતુરાઇ છે ! નજીક જઈ પાસેના તુંબી પાત્રમાંથી જળાંજલી ભરી રૂપાળીપર છાંટે છે, ગભરાયલી ગોરી એકના બદલે બે દેખી વિશેષ ચમકતી નમ્રતાથી બોલી રહી ! આપ કોણ છો ? રમણ કહે, ચુપ રહે તને ઓળખું છું. કમળાશંકર વિચારમાં ગરક ? આ વિચીત્ર યોગીના ચરિત્ર જોઇ.

વાંચક વર્ગ ! એ ગુણકા—રમણરાજ ! હું આપની દાસી છું ?

રમણ—ઓ કપટકળા ! થા હુરાજ ! કાળની તું ફાંસી છું ?

કે— શું કરૂં આવી દેહને ? પ્રાણ નથી એહમાં,
પ્રેમ પગટે રૂપ જોઇ—કામ તલપે સ્નેહમાં.

ર— મોહ શો મુરખ જીવને છે, તાપ તેજ અજ્ઞાનમાં,
ઇશક લાગ્યો શબ પરે, ધિક્ક તેના જ્ઞાનમાં.

કે— ભ્રમીત મન તો ભમ્યાં કરે, સમજે ન સાર અસાર,
કમળ પ્રવેશી ભ્રમર મરે, પ્રેમનો પામે પાર.

મ— ઠરી ગુણકા ગુણવંત હું, અંત આ મુજ શુદ્ધિનો,
કર્યા કરમે નીચી બની, ઉપયોગ આ બુદ્ધિનો.

ર—(સ્વગત) ઠીક લાગ વૈરાગ્ય છે, બેયની બાંધી ગાંઠ,
ન્યારો રહી યુક્તિ ગ્રહી, ભલો ભજાવીશ ઠાઠ.

મ— કરી નૃત્યજ પરદેશમાં, જતી હું વતનમાં,
કરમે ચંડાળના પાલે, ફસાઇ આ વિધનમાં.

કે— સારૂં થયું દુઃખ ગયું છે, સુખ મળશે સ્હેજમાં,
ર—(સ્વગત) કામી જને કામી મળે, તેજ ભળશે તેજમાં.

કે— શું પવનની આ લહેરો, ઉડી રહી કામની,
ર— હા એજ કામની દે તું, ઘડી તે આરામની.

**કુમળાશંકર**—મનમોહની ! નામ શું ? વતન ક્યાં છે ?

**મદનકળા**—મ્હારૂં વતન બળી ગયું, લ્હાય લાગી, મ્હારૂં ઠેકાણુંજ નથી.

**કુમળાશંકર**—મશ્કરી કરે છે !

**મદનકળા**—અરે ડાહ્યા ડમરા ! નર્તની છું, નર-તનને ઇચ્છનારી વેશ્યાને વળી ક્યારે સ્થાઈ રહેઠાણુ હોય છે ?

**રમાણુ**—(સ્વગત) ખરી વાત છે, અહિંઆ ઠેકાણું ગોતુંજ કૃષ્ણના દરબારમાં ! જન્માંતરે પણ મુકામ કુચ !

**કુમળાશંકર**—હા....હવે સમજ્યો ! ત્યારે ગમ્મત આવશે કેમ રમાણુ ? આપણે પણ ફરતા રામ છીએ.

**રમાણુ**—પેલું નગીનઆકુ પાંદડું ખરી ગયું, ભાગ્યદ્વાર ઉઘાડી ગયું, સ્વર્ગના સુખનો ખજાનો સન્મુખ હાજર થયો, શું બાકી ? ચટાક ફટાક ને સટાક જ્યાં ચમત્કાર બતાવ્યો કે એજ નમસ્કાર ! પ્રેમનો પસારો, આ ખટખટારો સિતાર ને તાલનો ઠીક ધમાલ મચાવશે. ઇંદ્રનું ઢોલ વાગી કહે છે, પાતરને ત્યાં પોલંપોલ. ખાતર સારી કરે, પણ જીવનદોરી કાતર લેઈ બેઠેલી એ કામની-કામાંગી કાપી નાંખે છે. સમજ્યા મ્હારા મહેરબાન ! નહિં તો ભરોસાની ભેંસ વખતે પાડા જણે !

**કુમળાશંકર**—તો શું થઈ ગયું ? જનમ્યા છીએ મરવા માટેજ. જીવન છે આવી રસવત રંગદાર રામા માટેજ !

**મદનકળા**—(સ્વગત) અરેરે સાથી-સંગાથી પણ નાશી ગયા. મ્હારો પ્રતબાર નહિં, એનો બદલો શો મળે છે તે હુંજ જાણું છું; વળી લોક મ્હારા સંગીનોએ પ્રતબાર નથી રાખતા,

તો એ ઇનકારી નિમકહરામનો પતીયાર શું કરૂં? ખાવા માટે રહેલા પાછા આવે કે નહિં! નુકશાન ફક્ત એટલુંજ કે મ્હારી તાલીમ લેઇ સંગીતમાં પ્રવીણ બનેલા ગાંધર્વ ગયા એવા ફરીને નહિં મળે. એ હુતા બે-તો આય પણ બેજ છે, જુના ગયા તો નવા તૈયાર છે. સારૂં થયું કે તેઓ નીરધા સિતાર મુકતા ગયા છે. 'શિકલ ભૂતકી ઓર તબીયત શાહકે પૂતકી!

**કમળાશંકર**—હે અનાથ અબળા બોલ, મને ત્હારાપર દયા આવે છે, તું કયા વતનમાં જાય છે? જો મ્હારી સાથે રહીશ તો જરૂર હું તને મદદ કરીશ. બોલ બેફીકરથી બોલ.

**મદનકળા**—બોલું....હું! બોલીશ ત્યારે કહેશો આ તો બોલાયા જેવીએ ના રહી. (સ્વગત) કહું છું પ્રથમ, રમણલાલ! માનજો પચીસ રૂપીયાનું પાણી નથી થયું, પણ એ મુલાકાત અત્યારે ખરાવખતે કામ લાગી!

**રમણ**—(સ્વગત) હું ઉં-અબળા!

પુત્ર ન અબળા કરી શકે, વિના પુરૂષ પ્રયત્ન;
તેને શક્તિ રૂપ કહે, નર નજરે ગ્રહરત્ન.

માટે મુખે લેઉં છું માગી, છતો ના પાડીશ. આહા! (કમળાશંકરને બતાવી) આ હરામીએજ અમો નર-નારીને ખરાબ કર્યા છે. ફરીને પાછી નામ લેઇને વાત કરે છે, ગઇ ગુજરી યાદ ન લાવ. ભુતકાળને છોડી દે, વર્તમાનમાં ન્યાયી કરમ કર, ભવિષના ઉત્તમફળની આશા રાખ! (પ્રકાશ) મુલકાતનો માઠો અજબ ને ગજબ કરનાર છે.

**મદનકળા**—પંથીજી, હે યોગેશ્વર! તમારા શરણે આવી, હવે કયાં જાઉ? લગની લગાડી!

રાગ—હોરી—

લગની લગાડું કે આગની લગાડું?
યોગીરાજ! સાચે હું તો લગની લગાડું! લગની ધ્રુ.

મન મતીલું માને નહિં, એને રોજ રમાડું;
તદાકાર થઈ આજે અહિં, કહો તો નાચે નચાડું; લ. ૧
એક દ્રષ્ટિના સૌ સંગી, સત્ય ન્યાય ઉમંગી;
એકજ ઉતારે ઉતરીએ છે, જાણું ઉપડી ક્યાં રંગી; લ. ૨
ઉછળતા અવનીમાં બિંદુ, તત્વને લક્ષે તોળી;
ટોળીમાંથી છુટા થાતા, પીશું વીષને ઘોળી; લ. ૩
વીતે રાત વિત્તે જાણી, તેજ ચંદ્ર સુહાઈ;
કેશર કંચન ચંદનકારી, તિલકે મા....ન વધાઇ; લ. ૪

કમળાશંકર—નખરાળા નયનનો માર, હદપાર સતાવે છે. સૃષ્ટિનો સાર બસ આ સુંદરીમાં જણાયે છે. રમા રમા રમા! તું આના જોબન આગળ રમકડું છે રમકડું. ત્હારો પતિ કેવો છે? એ તો હજી મ્હેં જોયો કે જાણ્યો નથી; પરંતુ ત્હારૂં ભવિષ ભાળુ છું—ત્હારા નસીબમાં એ ભરથારનું સુખ નહિં હોય.

રમણ—(સ્વગત) હા લગાર નથી. બ્હાર નીકળી બોલશે, અજાણ્યા ગામમાં વાત કરશે કે મ્હારે ત્યાં રાજસુખ છે, તે તદ્દન જુઠું. ઘેર તો દાળમાં એકે દહાડો એંગનો વઘાર નથી કર્યો વઘાર. બ્રાહ્મણ થયા છે, મફતના લાડવા મળે એટલે ગમે તેમ ગપાટા મારે, (પ્રકાશ) શું સરસ હોરી આવતા વસંતરાજને માન આપી રહી છે?

કમળાશંકર— રાગ—હોરી

ના મારરે—તું નયનના માર!
નયન ના માર—મને ના વિસાર; ના ધ્રુ.

ચિત્ત મ્હારૂં ચોરે, હૃદય સારૂં કોરે;
લટકાવ્યો પ્રેમ દોરે, નટરે વિચાર- ના ૧
આવડ્યુ શો ઠાલો ? ખોટ્રા કરે ખ્યાલો;
વિષય વેસીને વ્હાલો, માગુ છું પ્યાર- ના ૨
હે પ્રેમદા ! સ્નેહ જેટ-ઉપાધી છોડ.

**મદનકળા**—હું સમજી ગઈ છું. અત્યારે તેમાંજ મ્હારૂં સુખ દેખું છું. આથાપી સુધી હું અજવાળે અથડાઈ, અંધારે લુંટાઈ જ્ઞાન છતાં અજ્ઞાને કુટાઇ, સત્સંગ જાણવી તોય ભાન ભુલી કુસંગે લપટાઇ, જો પ્રથમથીજ તમારા જેવા સંત-મહાત્માનો સમાગમ થયો હોત આ સંકટ ભરી હાલતે ના આવત.

**રમણ**—બરાબર હવે સમુજ આવી. (પ્રકાશ) મદનકળા ! દેહ અમુલ્ય છે, પણ કર્મ અમુલ્ય નથી. દેહ કર્મને ઢાંકે છે, કર્મ દેહને ઢાંકે છે; પરિક્ષાથી ખરૂં-ખોટું પરખાય છે.

**કમળાશંકર**—(સ્વગત) આ વાચ્યા છે, પલકમાં ફરી જશે, માટે દ્રઢતા જોઇ હૃદય આપું. (પ્રકાશ) આજ આટલો પ્રેમ દર્શાવે છે, કાલે ભાવ નહિ રહે; આજે ગરજ છે, કાલે અરજ પણ નહિં કરે !

**મદનકળા**—આ શું બોલો છો ?
પ્રેમ નેમને શીખવે આપે દેહનું ભાન,
કે— પ્રેમ નેમ ને ભુલાવે સૌ દેહનું ભાન !

**મદનકળા**—પ્રેમ એક બીજાનાં સ્વભાવને આચર્ણનાં ચિન્હ બતાવે છે. ભર્મ ક્યાં ભુલો છો, મ્હારી પ્રીતિ જીવન સુધી કાયમ સમજો.

ભાગ્ય-ભામાને ભેટું ! આમ 'એક પંથ ને બે કાજ' પ્રીતિપાત્ર પ્રેમદાનું શોધન થશે-તેમ આ કુળકંકર-કમળાશંકરનો તમાસો જોવાશે. (પ્રકાશ) એ મદનકળાના આશક-કમળાશંકર નવા વિચારના ભોગ કમાયા-જુના મેલ્યા નેવે !

**મદનકળા**—(સ્વગત-રમણને) પ્રથમની ગોષ્ટિ યાદ છે ?

**રમણ**—(સ્વગત) એતે ભુલાય ! પચીસ રૂપીયા બરબાદ છે ? પરંતુ,-(પ્રકાશ) ચાલશો હવે અહિંથી ?

**કમળાશંકર**—ઠીક, ચાલો ત્યારે !

ક- રમણ ! મદનકળા એ કામદેવની રતિ સમાન છે,
ર- પણ ભુલ્યા રમાનું ભાન-તમારી સાન છે ?
ક- ઉતાર્યા વાળ માથેથી પડ્યા ચરણમાં,
ર- છુટી જાય સંભાળ, ન રહ્યા એકે વરણમાં, હા ચાલો !

મદનકળાએ બન્નેને સંગીત શાસ્ત્રમાં પ્રવીણ કર્યા. નીરઘા, સિતાર, તાલ વિગેરે જોઈતા સાજ પણ શીખવ્યા. કમળાશંકર શિક્ષણ પામી મદનકળાના પ્રેમમાં ચકચુર થયો. મોજશોખ ને દારૂના અયોગ્ય નિશાએ ચડ્યો. ચતુર રમણે સત્સંગના ઘસારા પામેલા મનને દ્રષ્ટારૂપે રહી દ્રઢ કર્યું, તે બ્રહ્મચાર્ય લુબ્ધ નહિં થતાં કામજાળથી ન્યારો રહી પદભ્રષ્ટ થયો નહિં. લગભગ બે માસમાં ગુણકાના અંગીક દાગીના વેચાઈ થોડું દ્રવ્ય રહ્યું, ફરતા ફરતા ત્રણે કલ્યાણીનગરીમાં આવ્યા. રમણે વિચાર્યું, 'ખર્ચી ખુટી કે માયા તુટી !' એ સમય આવશે માટે અત્યારથી ચેતવું યોગ્ય છે. મહાત્માનું વચન છે, રમાને મળવાના હજુ ચાર માસ બાકી છે ! સુખે દુઃખે દિવસ ગુજારી રમાને શોધું એજ મ્હારો સ્વાર્થ છે. મદનકળા ! કાંઈ ઉદ્યોગ કરીશું તો નભીશું, નહિ તો ત્રણે

જુદા પડીશુ. ગુણુકા બોલી, હું એજ વિચારમાં છું, ગભરાશો નહિં. કમળાશંકર વચમાં બડબડયો, અત્યારે પ્રભાત સમય છે, મ્હારે નિત્યકર્મનો વખત થયો. રમણુ વિચારે છે, છેક બગડયો, પરંતુ આટલોજ ઠેકાણે રહ્યા છે! એક આસોપાલવના વૃક્ષ નીચે ત્રણે મુકામ કરી આરામ લેવા બેઠા, ત્યાં કામીએ ઇષ્ટ—ધ્યાનની માળા કર પ્રહી. રમણુ તો કંટાળી ગયો હતો, અરેરે! આ કામાંધના ઢોગ ના ગયા. મદનકળા જોયું? હાથમાં માળા, હરિ ઠગવાના! ચાળા! આપણે પરિક્ષા કરીએ. જેટલો ઈષ્ટમાં પ્રેમ છે, તેટલોજ ત્હારામાં પ્રેમ સમજ. મદનકળા બોલી, હા—સમય ઠીક છે. તે આ રામરે....! બુમ પાડી પૃથ્વિપર પછડાઇ આળોટી પડી. અર....! મ્હારો જીવ અકળાય છે, મને કંઇ કંઇ થાય છે. રમણુ તરત તેના નેત્ર દાબી શરીરે હાથ ફેરવી પુછે છે, મદનકળા! તને શું થયું? અરેરે-તને શું થાય છે? કપટી મદનકળાએ જવાબ ના આપ્યો. રમણુ વધારે આશ્ચર્ય બતાવી પગ દબાવવાના કાર્યમાં ચાલુ રહ્યો, મને કહે તો ખરી! કમળાશંકર! 'આ તો બોલાયા કર્વાએ ના રહી'—જો તો ખરો તાઢી હેમ, ભાઇબંધ! લેઇને બેઠો માળા, કર્મ કરવા છે કાળા, કેમ રાજી રહે ગોપાળા? ભોગી ભોળા—આના જો તો ખરો ડોળા! ઉંચા ચડી ગયાં—બેભાન બની ગઈ. કમળાશંકર માળા ફેંકી ત્વરાથી ઉભો થઇ દોડી આવ્યો, હેં? હા....ય! ગુણુકા આળસ મરડી બોલી, ઓ વ્હાલા! મ્હારો જીવ જાય છે, મને કંઇ કંઇ થાય છે! ચિત્ત ચકર—ચકર થાય છે, કાંઈ તમારી પાસે ઉપાય છે? કમળાશંકર કહે, અધધધ! શું કરૂં ને કયાં જાઉં? શું ઘસું ને શું વાટું? શું ચોપડું ને શું પીવરાઉં? રમણુ મનમાં હસે છે, કેવી ગમ્મત

આવી છે ? (સ્વગત) મદનકળા ! હવે ત્હારી ચતુરાઇની આમી છે. કપટી મદનકળા બોલી, (સ્વગત) એમ ? રમણ કહે, (સ્વગત) શું પુછે છે ? હા...હા ! કનેજમ પુરાણ વેષ ભજવ્યો, ઓરે મને તાણ આઈ....આ....ઈ ! એ....હું બેબેબે....ચા....ઇ....! હવે તો બળબોલાતું નથી, રા....મ રામ ! જમણો હાથ લાંબો કર્યો, તેને કમળાશંકરે સીધો કર્યો, એટલે ડાબો હાથ લાંબો થયો, તેને સીધો કર્યો; એમ જમણો પગ લાંબો કર્યો, તેને રમણે સીધો કર્યો, વળી ડાબો પગ લાંબો થયો, તે પણ સીધો કર્યો. એમ અનુક્રમે ની નસર કાળજીપુર્વક મહેનત શરૂ કરી, લગભગ પાંચ મીની આ કામ ચાલ્યું, તાણ પુરો આવ્યો ! કમળાશંકરથી હ ય નહિં, તેમ રોવાય નહિં. હાબ જોઇ ચિત્રવત્ બની ગયો; અંતે બારીક નજરે ખેલ કરનારી ગુણકા તરત ઉભી થઇ બોલી, વાહરે નાગરી ધારણા, ધ્યાન, દ્રઢતા ! કમળાશંકર કહે, હું તો ભડક્યો, હોષ ઉડી ગયાં, મેં જાણ્યું, રસ્તાની મુલાકાત રસ્તામાંજ ગેબ ! ત્હારી આ કરામતપર તો ફીદા-ફીદા, આકૃતિ તેવીજ કૃતિ ! રાજમાં આવી કચેરીમાં છત્રસિંહ સન્મુખ મદનકળાએ નાચ શરૂ કર્યો. નીરવા-સિતાર ઠેકાણે લાવી પ્રથમ તાલીમના ઠેકા આલાપવા માંડયા, મદનકળા ગાય છે, રમણ સિતાર વગાડે છે, કમળાશંકર તબલચીનું કામ કરે છે-જુઓ ઇશક !

મદનકળા— રાગ—કાલીંગડા—

પરભાત પલટાય સૂરજ ગગનમાં જાય !
ગગન જાય-સૌ મગન થાય,— પર. ધ્રુ.
જગ પ્રકાશે કામમાં દુનીયા,

કરમ કરે નિજ જંગલ મુનીયા;
રાજ ચલાવો એ ગુનીયા-રાય! પર. ૧
દીપક જ્યોત આ નદીમાં નીર,
ગોપીમાં કૃષ્ણ રણ શૂરવીર;
એવા રૈયત-રાજ બેલી-રાય! પર. ૨

છત્રસિંહ—(તખ્તપરથી ઉતરી મોહથી) ત્હારૂં નામ શું ક્યાં રહે છે? કહેતો ખરી!

મદનકળા—જી, નામ મદનકળા! હું ધારાનગરીની છું.

છત્રસિંહ—અહિં રહેવાની મરજી થાય છે?

મદનકળા—જેવો અન્નદાતારનો હુકમ.

છત્રસિંહ—પ્રધાનજી! જાઓ, એક અલાહેદો મહેલ ઉઘાડી આપો, જોઇતું સાહિત્ય તેની આગળ હાજર કરો.

કચેરી બરખાસ્ત કરી, રાજા પાછલી બારીએ થઇ રાણીના મહેલે ગયો, પ્રધાન મદનકળાને લેઇ ચાલ્યો. કમળાશંકર ને રમણ ન્યાયભૂમિપરથી જતી ગુણકાનું મ્હોડું જોઇ રહ્યા. રમણ બોલ્યો, ફૂર....! ખબુતરખાનું વેરાઇ ગયું! કમળાશંકર કહે, અરે મદનકળા! અમને તજીને રંગમહેલમાં રાજાની પ્રીતિ જોડી પટરાણી થવાનું ઘટે છે? મદનકળા બોલી, ના! ત્યારે શું તમને અહિં અચકાઇ ઉભુ રહેવાનું ઘટે છે? શરમાઓ છો શું? હું ક્યાં તમારો તિરસ્કાર કરૂં છું? ચાલો તમે પણ મ્હારી સાથે, ખાજો પીજો ને મોજ કરજો. રમણ કહે, થઇ રહ્યું, રંડાના પ્રેમનો છેડોજ હાથ આવી ગયો. કમળાશંકર! જાઓ એની સાથે, રાજાની તેનાતમાં, જવું હોય તો-ઠીક રમુજ આવશે. એ બધુંએ તમને શોભશે, કારણ જાતે છો બ્રાહ્મણ! રસોઇનું ને

તબલચીનું બે કામ કરશો, એટલે બસ! બેઉં તમારૂંએ કામ બની જશે. કહ્યું માનો ! કમળાશંકર બોલ્યો, છટ–છટ ! મદનકળાએ પુછયું, ત્યારે હું જાઉં છું ?! રમણ કહે, હા આવજો–પધારજો ! કમળાશંકર શરમિંદો થઈ એકદ્રષ્ટિ માંડી બોલ્યો, પ્રીયા ! ફરીને ક્યારે મળીશ ? રમણ કહે, મળવું હોય તો હાલ–કાલ નહિં, અત્યારેજ મળી લ્યો ! ફરીને આ યોગ નહિં આવે, તમારૂં નસીબ હોય તેજ–તો હાલ એની એજ ! મિથ્યા મમતા મેલી મ્હારી સાથે આવો છો ? કમળાશંકર મદનકળાને ગઈ જાણી બોલ્યો. નારાયણ–નારાયણ ! ગઈ. હા ભાઈ હા આવું છું, જરા ઉભો તો રહે રમણ કહે, નહિં બસ હું તો આ ચાલ્યો, ખોટી થાઉં છું. કમળાશંકર પસ્તાઈ બોલ્યો, અરેરે! રંડા નાર, રહે તો આપથી નહિં તો સગા બાપથી જનાર. રમણ કહે, વેશ્યાના સંગમાં આટલોજ સાર. પરદારાનો પ્યાર કદી ના સુધારે સંસાર! 'ગુણકા ખાએ કમાઈ, બગલમાં જોડું–સાથે બાટલો, પાછળ બ્હેન ને આગળ ભાઈ !

બન્ને કચેરી છોડી કલ્યાણી બ્હાર નીકળી પડયા, ચાલતા ચાલતા કમળાશંકર બોલ્યો, રમણ! આપણે હતા એવાજ થયા, ના રહી મદનકળા કે ના મળી રમા ! હવે શું કરીશું ? રમણ કહે, હોય થવાનું થાય તેને કાંઈ હાથ દેવાય? આટલી મોજ મળી એજ લાભ માની એનો કેડો મુકો તો સારૂં. એકવાર તો એ શેઠાણી ને આપણે ચાકર થયા છે. 'તું શેઠાણી અમે ચાકર ભાખરના ભીખારી, આ ધંધો કરમે લાગ્યો માગ્યો વર ગિરધારી !' નકામો લેખ લજવાયો. કમળાશંકર વિચારી બોલ્યો,

ખરૂં છે, રાંડે હદ કરી. હવે તો રમાને શોધીએ. રમણ કહે, ભલે! એ તો છેજ. એજ 'હાથે રામચક્કર બનાવ ને ખાવ!

ફરતા ફરતા તેઓ ઢોંગી મહાત્માના વેષે, દેશ--પરદેશ ઘુમતા નાણા ધુતી ઉડાવતા, કુરૂક્ષેત્રના મેદાનમાં એક જંઘીવાય ઉપર એક માસે આવ્યા. રમણ વિચારે છે, હવે રમાને મળવાનો થોડોજ વખત બાકી રહ્યો છે. રમા ક્યાં મળશે? ક્યારે મળશે? કેવી રીતે મળશે? એ પરમહંસ મહારાજનું વચન સત્યજ છે, કારણ મ્હારૂં મન પણ કબુલ થઈ જાય છે કે હવે મળશે, તેમ તેનાપર પ્રેમ વિશેષતા ધરે છે. થાક ભુખને શ્રમથી સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરવાની ઇચ્છાથી આરામ લેવા બેઠા. વસ્ત્ર ઉતારી બન્ને જેવા વાયમાં ઉતરે છે, તેવોજ અંદરથી અવાજ આવ્યો. કોણ બોલે છે? જોજો આવતા, હું નવસ્ત્રી છું! શબ્દ સાંભળી ચમક્યાં, ક્ષણવાર રાહ જોઇ ઉતરવા લાગ્યા. ફરી એજ પ્રમાણે ધ્વનિ આવી કર્ણે શ્રવણ થયો. ભયાનક વાયમાંના મધુર ધ્વનિથી ડરી કમળાશંકર પાછા પગલે નાશી બ્હાર જઈ ઉભો. અરધી વાયના પગથીયા ઉતરેલો રમણ હોંશીયાર ને હિંમતવાન છે, તેણે ત્યાં રહીનેજ પુછયું, તું કોણ છે? શા માટે અમને સ્નાન કરતા અટકાવે છે? વાય એટલી મ્હોટી ને વિશાળ છે કે હજુ જળ દ્રષ્ટે પડતું નથી. એ જળમાંથી સુંદરી બોલી, હું એક નિરાધાર અબળા આ સંકટને પાત્ર થઈ છું. મ્હારી પાસે વસ્ત્ર નથી કે તેને પ્હેરી બ્હાર આવું. રમણ નહિં ડરતા સપાટે આગળ ઉતરવા લાગ્યો. જેણે સત્સંગના અનેક રંગ જોયા છે, એવો બ્હાદુર રમાનો પતિ અંધકારમાં પણ પ્રવેશ કરતા જરાએ અટક્યો નહિં. સ્ત્રીએ ચતુરને જોયો કે ગર્જના કરી, સગુર

સબુર સબુર! બસ એટલેજ રહે. રમણે પાસેનું વસ્ત્ર આડી દ્રષ્ટે ફાડી તેને પ્હેરવા ફેંક્યું, તેને તે લલનાએ ધારણ કર્યું, પછી નવોઢા દેવાંગ્નારૂપે જળમાંથી બ્હાર નીકળી થોડીવારે આવી રમણને મળી! વાયને પગથીયા ઘણા હોવાથી આ બનાવ કમળાશંકર જોઇ શકતો નથી. રમણ મોહ પામ્યો, પણ મન વશ રાખી પુછ્યું–ત્હારૂં નામ શું? આ હાલ શાથી થયા છે? સ્ત્રી કહે, મ્હારૂં નામ ભ્રકુટી છે–ખરૂં જોતા હું પુરૂષ છું! વાત કરતા બન્ને વાયની બ્હાર કમળાશંકર પાસે આવ્યા. કમળાશંકર આશ્ચર્યથી કહે, જેના પુરણ હોય ભોગ–તે પામે આનો યોગ! રમણ બોલ્યો, બહુ આશ્ચર્યજનક છે. સ્વરૂપ મનહર છે, ત્યારે સ્ત્રીરૂપ કેમ દર્શાય છે? ભ્રકુટી કહી રહી, ગભરાશો નહિં. એકવાર સાંભળો! કમળાશંકર કહે, શું કરૂં? પૃથ્વિમાં પરમેશ્વરે આવાજ સુરત્ન કેટલા પેદા કર્યા હશે? દ્રષ્ટિ કરતાજ નજરે પડે છે. રમણ બોલ્યો, એ ભાઇ કમળાશંકર! જા તું પ્રથમ સ્નાન કરી આવ, ભુખ બહુ લાગી છે! ભાથુ તો બાંધેલું આપણી પાસે તૈયાર છે. કમળાશંકર કહે, એમ? ત્યારે તો તું સંભાળજે; એ પદ્મિની, રંભા, ઉર્વશી, શુશીલા, શકુંતલા જેવી–કે કોઈ ડાકણ છે! મને તો એનો ભય ઘણો લાગે છે, કારણ આ જંઘીવાયમાં એકલી નવસ્ત્રે કઠણ કાળજાની કાળીકા–બાળીકા! આસપાસના ભયંકર વિસ્તારવાળા જંગલમાં નિડર બની રહી છે. શું હિંમતની કિંમત અંકાય તેવી છે? જાઉં છું, મ્હેં શું કહ્યું? યાદ રાખજે! કમળાશંકર જળમાં સ્નાન કરવા ઉતર્યો–વિચારે છે, પાછું અન્ય પ્રેત અંદર ભરાયું ના હોય! ડરતો ડગ ભરતો દ્રગને ખેંચતો પરાણે પ્રયાણ કરતો અંધકારમાં ઉતર્યો, મુખમાંથી બોલી જવાયું–

બસ રમા ! પડઘા પડયો, બસ રમા. આવ–પ્રતિધ્વનિ પ્રકાશ્યો, આવ ! સંકેતે સપડાતો વૃત્તિપુરમાં ડુબતો અગાધ શાન્તિજળમાં સ્નાન કરતો તરતો ફરતો વિચારે છે, બાળા ! તું મળી હોત તો ગુણકાનું મ્હોડું ન ઉઘાડત, મને ભેટ–રમા ભેટ ! પરંતુ એટલામાંજ કમળાશંકરમાંથી શંકરનું વિશેષણ શંકરમાં સમાવા લાગ્યું. વાયની બ્હાર ભ્રકુટી રમણને કહી રહી છે, મિત્ર રમણ ! મને મ્હારા કર્મસંચીતથી મુક્ત કરે છે,–

હરિગીત.

જનમી જગે વણીકનો બાળક થઇ હું આવીયો,
પણ ભ્રાત નહિં એ વાતથી તાત મનમાં ભાવીયો.
ઉછર્યો ઉછાંછળા સ્વભાવના તણાઈ હું તેજમાં,
સત્સંગના રંગમાં વૈરાગ્ય લાગ્યો છે સ્હેજમાં.
મિત્ર મુજ એક તરૂણિમાં ટેક અંતર ધરી સંચર્યો,
અહો એહ શો વિવેક ? હું તો તનના વિચારે ફર્યો.
જંગલ ગયો માની મંગલ વળી પાષાણ પૂજતો,
આવી હૃદયનો ઘા કરે છે ભાઇબંધ રૂઝતો.
આત્મજ્ઞાન પામ્યા પછી બિદાય થઇ ત્યાંથી જતો,
મહાત્માના સદ્બોધે શંકર સેવું હું રીઝતો;
પારવતી પ્રસન્નવદને કહે માગ્ય વરને આપશું,
મ્હેં કર્યું અપમાન તેનું તપીયો તપના તાપ શું ?
શ્રાપ થતાં નારી થઈ આવી આ વાયમાં પડયો,
ભરમના ભારથી ફરી નિર્દોષી ઉદ્ધારે ચડયો.
શંકર પધારી કહે એક કમળાશંકર આવશે,
ત્યારે તે કમળા થઈ તું અસલ રૂપ પરખાવશે.

પછી શું બન્યું તે ખબર નથી, દોસ્તદાર ! જો હું કોણ ?

**રમણ**—(ઓળખી) અહો મિત્ર ભગુ ! ત્યારે શું તે કમળાશંકરની કમળા બની ગઇ ?

**ભગુ**—હા.

**રમણ**—તું પણ ઠીક અત્યારે કામ લાગ્યો, દુશ્મનનો ઘાટ ઘડાઈ ગયો, ઈશકનું રૂપ જુદુંજ ઉતર્યું.

**ભગુ**—એ મ્હારા ભાગ્ય કે હું પાછો અસલરૂપે પ્હોંચ્યો.

**રમણ**—હા બાળસ્નેહિ ! ત્હેં તો મ્હારી માફક શ્રમણ કર્યું, ચાલો આનંદ થયો. (કમળાશંકર કમળા રૂપે બ્હાર આવે) કમળા ! આવો તમે, હવે તો અહાહાહા ! દેવાંશા અખંડસૌભાગી.

**કમળા**—(પસ્તાઇ) રમણ ! મ્હારા ચિન્હ કેવા છે ?

**રમણ**—જોયા જેવા છે, જે રૂપની ઇચ્છા કરી તેવાંજ.

**કમળા**—અહિંથી ભ્રકુટી ક્યાં ગઇ ? આ કોણ ?

**રમણ**—હા હા હા ભ્રકુટી ? હા હા હા !

**કમળાશંકર**–કેમ હસે છે ?

**ભગુ**—હા-હા–હા !

**રમણ**—ભ્રકુટી તુંજ ! અરે નહિં નહિં નહિં ભૂલ્યો –ખરેખર કમળા ! શંકર નામ શંકરમાં સમાઇ ગયું ! બાકીમાં કમળાની ઉપમાને લાયક જે છે તે તું ! ભ્રકુટી બતાઉ ? જળ તુંબીમાં છે ને ?

**કમળા**—હા.

**રમણ**—જો ત્યારે તેમાં શું દેખાય છે !

**કમળા**—એજ !

**રમણ**—તેજ! હા—પામ્યો! પુરેપુરો તાલ ઝામ્યો—લે તાલી! આહાહાહા!

**ભગુ**—જોઈએ તો સ્વરૂપ પાછું આપું?

**કમળા**—(શંકર તરફથી પુર્વનું જ્ઞાન મળ્યાથી) બસ—બસ, હદ થઈ! જેટલી સ્ત્રીમાં મઝા છે તેટલી પુરૂષમાં નથી.

**રમણ**—જુની ખોળીને રંગત લાઈ—ખુબ કીધી, પુરે વિચાર કરજે—કારણ ઈચ્છા સ્વરૂપ પામી છે!

**કમળા**—મને હવે કમળાશંકર કહેશો નહિં, હું દોપીન થાઉં છું. તમારે મને કમળાજ કહેવી, શંકરે આ કાર્ય કર્યુ છે.

**રમણ**—(સ્વગત) આ બે કાંઈ સમજ્યા જણાય છે! બન્નેની સ્લાહ એક આવે છે, ઠીક, (પ્રકાશ) કમળા હજુ સમજ.

**કમળા**—સમજી છું. મ્હરે હવે પુરૂષ—સ્વરૂપ કદી નહિં જોઈએ. (રમણ સ્નાન કરી આવ્યો, ત્રણે બાજુ છોડી જમવા લાગ્યા, શંકરે પુષ્કળ આનંદ આપ્યો, રમણ ને ભગુ નિંદ્રાવશ થયા.) હે નિરંજનનાથ શંકર! ત્હારી કળા અકળ છે, તે મને આજ પ્રત્યક્ષ દર્શાય છે.

**મહંત**—(કોઈ ભરમની ભભુતી લગાડીને કપટ—વિચારથી આવી) મ્હારી ઈચ્છા પુરણ કરવાનું સાધન બસ છે, માટે સમય સાંધી જરૂર કામની ઉપાડી જાઉં. (કમળાને ઉપાડી નાસે છે.)

**કમળા**—શું આફત! અરે મને કોઈ બચાવોરે બચાવો. 'કોઈ મ્હારી બાથમાં—તો હું કોઈની બાથમાં!'

**મહંત**—ચુપ (અદ્રસ્ય થાય છે.)

**રમણ** / **ભગુ** }—(જાગૃત થઈ) કમળા! ગઈ—ગઈ—ગઈ!

# प्रकरण २२ मुं

સુર્યસિંહ રાજ્યદોર હસ્તગત કરી રાજા રામસિંહને વાનપ્રસ્થાશ્રમે ગયા પછી રામનગરનું રાજ ન્યાય–વહીવટથી ચલાવે છે, પરંતુ વિણાને જોઈ પોતાની વનદેવી વિચારે આવે છે, કે તત્કાળ ચંદ્ર–દીપસિંહનો વિયોગ રૂવેરૂવે સાલે છે. ન્ઓ જગતરંગભુમિપર ન્યારો રહી ન્યાયી–નાટયને શરૂઆત, મધ્યકાળ ને અંતકાળમાં રૂપાંતરે સંગારનાર સુત્રધાર ! શા ત્હારા અકળ વિચાર ? તું અન્ય ગમે તેટલી શાહબી આપી મ્હારા પ્રથમના સંબંધીઓને ભુલાવીશ, તથાપી કહું છું :જન્મોજનમ વનદેવી, ચંદ્ર ને દીપસિંહ વિસરાય નહિં એવું મ્હારૂં મન તેઓનાં સત્સંગે રંગાઇ ગયું છે. તું ઈંદ્રાસન આપીશ, તો પણ હું પત્નિ–પુત્રો વિના નકામું એ રાજસુખ માનીશ, વિણા ! કદાચ–તને આ વચન કનડતા હશે, પણ વિચાર કર–શું હું વનદેવીનો પતિ નહિં ? ચંદ્ર દીપસિંહ વનદેવીના બાળક નહિ ?

વિણા—તે સૌ તમારૂંજ છે, શાંતિ–સંતોષ ને પુરૂષાર્થ એકત્ર થશે, ગુજરી ગઇ દુ:ખદસ્થિતિ ! હવે કાંઈ ભાગ્યોદયે સુર્ય–હેસિંહ જેવા બ્હાદુર સ્વામિ ! તમારા મનોબળે બિધિપણ સીધી થઇ શિરનામી રહેશે !

સુર્યસિંહ—વિણા ! વન–વિહાર મને બહુ ગમે છે, વળી વનદેવી વનમાં રહે, ચંદ્ર–દીપસિંહ દુ:ખી થાય, ત્યાં સુધી પર્યટન કરી મ્હારા હિતને સુધારૂં. આ રાજ–સુખ મને પ્રીય છે, એમ તું માને છે ?

વિણા—હું જાણું છું કે વિણા પણ તમારા હૃદયને પ્રેમ સિંચન કરવા અશક્ય થઈ પડે છે, એ મ્હારી ભાગ્ય રેખા! છતાં હું આપના સેવા–દર્શનથી સંતુષ્ટ રહું છું. અંતરથી અલગ નહિં કરૂં–તેમ દ્રષ્ટેથી દુર નહિં થવા દેઉં.

સુર્યસિંહ—નાહક્ક મને બંધનમાં નાંખ્યો! ત્હારા પિતા રામસિંહે માયાનું ધુસરૂં કોટે વળગાડયું, તું પણ ત્હારા વિલાસમાં કેદ કરે છે. માયા ન મરી પણ હું મરી રહ્યો છું, એ કુળદીપક અર્ધાંગનાને બાળક પાછળ. વિણા! ઇશ્વર ત્હારૂં કલ્યાણ કરશે, મને રજા આપ–મ્હારે શિકારે જવું છે.

વિણા- ભલે જાઓ શિકારે ત્યાં ભેદને વિચારજો,
હિંસક પ્રાણીની પરિક્ષા કર્યાં પછી મારજો.

સુર્યસિંહ- સત્ય વચન આ ત્હારૂં મસ્તકે ચડાઉં છું,
વદને વાગી વિધા વિણા–વિણા વન જાઉં છું.

ઘોડેસ્વાર થઈ શિકારી વસ્ત્ર પ્હેરી રામનગર બ્હાર નીકળી પડયો. દ્રષ્ટે એક વાઘ ચઢયો, તેનો શિકાર કરવા સુર્યસિંહ પાછળ પડયો. આગળ વાઘ–પાછળ સુર્યસિંહ દોડતા એક અઘોર જંગલની ઘીચ ઝાડીમાં આવ્યા. રામનગરથી ઘણે દુર દોડી આવનાર સુર્યસિંહ હિંમત હારી ગયો, થાકી ગયો, શ્વાસ ચડી ગયો. ઘોડો પણ હાંફી ગયો. શિકાર ગુફામાં સંતાઈ ગયો, તેટલામાં રમા–યોગીણી ત્યાં મળી! પુછે છે, હે દયાળી! ત્હેં અહિંથી વાઘને જતા જોયો? રમા બોલી, વાઘનું શું કામ છે? રાજા! વાઘે કાંઇ ત્હારૂં બગાડયું છે? શા માટે એને મારે છે?

પાયા હિરા લાખકા ખોયા તુને સારા સાજ,
આત્માકી ન કીની પાલના–હે સુર્યસિંહ રાજ!

**સુર્યસિંહ**—(સ્વગત) આ કોઈ શાક્ષાત્ સરસ્વતીરૂપ જણાય છે, કારણ નામનું ગુપ્ત રહસ્ય તેણે પોતાના યોગબળે જાણ્યું. (પ્રકાશ) મ્હારા નામને પ્રકાશમાં મુકનાર હે દેવી ! ક્ષત્રિ ધર્મ પ્રમાણે શિકારી વાઘને મારવો ઘટે છે, હું તેને ઠેર મારીશ મ્હારૂં નામજ સુર્યસિંહ છે !

**રમા**—અહા ! નામ પ્રમાણે ચમત્કાર ત્હારામાં નથી, તું રાજા સુર્યસિંહ ન હોય ! તેનામાં ને ત્હારામાં કેટલો દેખું છું તફાવત ? નામ લજાવે છે, લંપટ ! 'अहिंसापरमोधर्म !' પારકાનો પ્રાણ હણતા વિચાર કર, ત્હારો પ્રાણ લેનાર કાળ તને જોઇ ખુશી થાય ત્યારે તને શું ન થાય ? વિના કારણે શિકાર કરનાર હાલ પોતાને સુખી દેખે છે, પરંતુ પશ્ચાત્ પસ્તાવે કષ્ટમાં પડી રીબાય છે. સમજ શિકારની માયા તજ, ક્રોધરૂપ વાઘને પ્રથમ માર-તેજ ત્હારો જ્ઞાન-બગીચો બગાડે છે. શિકાર કરવો એ કીયા ધર્મ-શાસ્ત્રને આદિ-અનાદિનો નિયમ ચાલ્યો આવે છે !

**સુર્યસિંહ**—શું રામચંદ્રે મૃગ-શિકાર નહોતો કર્યો ?

**રમા**—ખરૂં જોતાં એ મૃગજ નહોતો, પરંતુ રાવણનો મામો મરીચી કપટરૂપે મૃગ બન્યો હતો. તેણે રામના હાથે મરવામાં પોતાના આત્માનું કલ્યાણ માન્યું હતું, વળી તે રામચંદ્ર ૬૭ પુરૂષાર્થી યોગબળે ત્રિકાળજ્ઞાન જાણનાર ઈશ્વરી અંશ મનાય છે. સિતાની માગણીના જવાબમાં તરતજ કહ્યું હતું, હે સિતા ! આ ત્હારી સ્ત્રી-હઠ છે, તે પુરી નહિં થાય ! અંતે પરિણામ માઠું આવશે. રામે નિરાશ થઇ બનવાકાળને આશ્રયે મૃગનો શિકાર કર્યો, તો તે તેટલા શક્તિવાન હતા. અયોગ્ય કાર્ય અન્ય

એવું તેમના જીવનમાં થયું નથી. શિકારનો બદલો સિતા-હરણથી રાવણ-મરણ સુધી વિયોગરૂપ ભોગવવો પડયો છે, તેમાં રામ જેવા ન્યાયી-પરમાત્માને કસોટીએ ચડવું પડયું છે. રામે ઉત્તમ કાર્ય કર્યા છે, તેવા કરવાને તું અસમર્થ છે!

**સુર્યસિંહ**—પણ, રાજાને શિકારનું કામ વર્જીત છે.

**રમા**—શિકાર રાજાને યોગ્ય છે, અલબત તે પણ હું માનું છું. તિક્ષ્ણ દ્રષ્ટે માલમ પડે છે, રામે બાંધેલો રામ-સેતુ હિંદુસ્તાનમાંથી લંકામાં જવાને વચમાં આવતા સમુદ્રપર પત્થર તારી બાંધ્યો છે, એ શું અલ્પ પ્રમાણવાળું પુરૂષાર્થ ત્હારા વિચારમાં કે શક્તિના હિસાબે જરાએ નથી? ભલે એમ ન હોય તો બેદરકારી અનીત્યકર્મના આશક! જરા આંખ ઉઘાડી તપાસ! મને પાણીમાં એક ન્હાનો પત્થર તારી બતાવવાને શક્તિવાન થા, તો હું જાણીશ કે શિકાર કરવાનો અસલ રીતિથી ચાલતો આવેલો ક્ષત્રિઓનો ધર્મ તને એબ લગાડશે. જે કર્મ બની શકે તે કરવાં, ન બને એનો ત્યાગ કરવો, એ નિષ્પક્ષપાત છે? હરિહર! વિનાશકાળે વિપરીત બુદ્ધિ!

**સુર્યસિંહ**—(મનને અસર નહિં થવાથી) જે કાળે, જે પળે, જે થવાનું છે; તેને પરમાત્મા ચુકતો નથી, એટલે-

**રમા**—એટલે ઇશ્વરને બદનામ કરવો?

**સુર્યસિંહ**—સુર્ય મેઘની વૃષ્ટિથી શિતળ થતો નથી, માછલાની ફાળથી સાગર ડગતો નથી, શિયાળની તલપથી વાઘ ડરતો નથી, તેમ આ ત્હારા બોધકવચનો ભલે શ્રેયષ્કર હશે! છતાં અત્યારે તો મને એજ શિકારની લગની લાગી છે. તું સત્યવાદી છે-ખબર હોય તો બતાવ નહિં તો ના કહે.

**રમા**—હું અધમકાર્યમાં મ્હારા નિર્મળ ચરણ પ્રસારતી નથી. હું જાણુતી નથી, દ્રષ્ટેથી દુરથા, જા ત્હારૂં કાળુ ને અજ્ઞાનથી શ્યામ થએલું મુખ ના દેખાડ. (ઝાડીમાં અદ્રશ્ય થઇ.)

**સુર્યસિંહ**—(ચાલ્યો ત્યાંથી–સ્વગત) શું કરૂં આજ મને ચેન પડતું નથી. (શોધ કરતા છેટે ત્યાંજ એક વાઘને ઉભેલો દીઠો, પણછ ચડાવેલું બાણ છોડયું–પણ તરત 'હરિહર–શ્રીરામ' ઉચ્ચાર કર્ણે શ્રવણ થયો, શિકારની પાસે જઈ જુએ છે.) આ શું ગજબ? ભક્તિમાં ભંગ પડાવનાર, રામસિંહનો પ્રાણ લેનાર હું ઘાતકી નીચ ચંડાળ કયા કાળે છુટીશ? દેવીનું સ્વપ્ન સત્ય થયું. રામનગરમાં જઈ શું મ્હોડું બતાવીશ? હે અધર્મી હંસા! શું જીવે છે? સાહસકાર્યથી લોક–હસાહસ ને મતીભ્રમ મનને પસ્તાવો થાય છે, તે આજેજ જાણ્યું. ક્રોધનો કેફ ચડયો છે, સુર્યસિંહના દેહમાં માયા કલેશ કરે છે–રસરાજ તેને સમજાવે છે.

અરે અસી શું હસી ચમકે કરમાં કાળીકા?
પરણું પિતાને મારી તેની એ બાળીકા?
રામ પોકારી રામસિંહ પ્હોંચી જાય સ્વધામ;
સાહસ કરે નગ્રે અપયશ–દૈવ શું ગમે આમ?

ક્રોધનો વેગ કાર્ય પુરણ થતાજ અટકે છે. (તરવાર ખેંચી)

રે હંસ મોતી ચારો ત્યાગે હંસ નહિં,
પય પાણી જુદા ન કરે તો તું હંસ નહિં!
બ્રહ્માજ વાહન ધરે નહિં કદી હંસ નહિં,
તેમ અજ્ઞાન છવાયું સુર્યસિંહ અંશ નહિં.

અહો! કર્મના કર્તાઓ ફળને વીણી લે છે,
ભેદે વૃક્ષ વાવનારા દુર રહે છે!

રસ ધરણીમાંથી સીંચીજ દાન દે છે,
એવાજ પરોપકારી વિરલા વસે છે !

શ્રીહરિ ! ત્હારો દોષ નથી, સત્યવસ્તુનું શોધન કરનારો હું પણ રામસિંહની પાછળ પ્રયાણ કરીશ.

રાગ—ગઝલ તાલ ધમાલ—

પ્રભૂ ! સકળ સમાએ છે—સમાએ તો સમાએ જા !
કરે સૌ વિશ્વની રચના—રચાએ તો રચાએ જા, પ્રભૂ ધ્રુ.
બીજથી દેહને પેદા, દેહથી બીજને પેદા;
ચલાવે ચક્ર દુનીયાનું, ચલાએ તો ચલાએ જા ! પ્રભૂ ૧
કોઇ પાતાળની નીચે, વસાવે જીવ ભૂતળમાં;
કોઇ આકાશની ઉપર, વસાએ તો વસાએ જા ! પ્રભૂ ૨
બનાઇ દેહ માનુષની, દીએ સૌ ભોગનાં સાધન;
વિના ઉપકાર ને કરૂણા, નિભાએ તો નિભાએ જા ! પ્રભૂ ૩
જગત્‌ના આદિથી પહેલા, રહે કાયમ આખરમાં;
પિતા સંસાર આખાનો, ઠરાએ તો ઠરાએ જા ! પ્રભૂ ૪
શરણમાં જીવ જે આવે, મટાડે જાળ માયાની;
તું બ્રહ્માનંદ બંધનથી, છુડાએ તો છુડાએ જા ! પ્રભૂ ૫

હે ન્યાયકાર નિરંજન—નાથ ! ગયો ઇતબાર આ,
આવું છું લેવા ન્યાય-ચુકાદો ન્યાય-દરબારમાં !

આવ્યો....! (શક્તિનો ગરદનપર ઘા કર્યો) રા....મ ! (રા....મ ! શબ્દોચ્ચારમાંજ મસ્તક ધડથી જુદુ થઇ સન્મુખ શંકર પ્રતિમાપર પડયું.)

રમા પોપટીયા રંગની સાડી ઓઢી, દૈવકાન્તિથી દેહને દીપાવતી સિંધુ, સતલજ, નર્મદા, તાપી, કાવેરી, કૃષ્ણા, ગોદાવરી,

ભાગીરથી, તુંગભદ્રા, સાબરમતી ને બ્રહ્મપુત્રા વિગેરે નદીઓના નિર્મળ જળમાં સ્નાન કરી પવિત્ર થઇ; આબુ, વિંધ્યાચળ, જુનાગઢ, ગીરનાર, અરવલી, સિંહાદ્રિ, સાતપુડા, નીલગીરી, મંદ્રાચળ પર્વતોના પ્રયાસ કરી; દક્ષિણે સેતબિંદુરામેશ્વર, પુર્વે દ્વારિકા, પશ્ચિમે બંગાળા, એ ત્રણ દિશાઓ રખડી તીર્થયાત્રા, કરતી, ઉત્તરે કાશી વિશ્વનાથના દર્શનાર્થે જવા નિશ્ચય કર્યો. પરદેશ ગમને, સત્સંગે અનેક પ્રકારના લોકોના સમાગમે જ્ઞાનમાં વધારો થયો. તપેશ્વરીઓના તપ, યોગીઓના યોગ, સંતોના વિશ્વાસ નિહાળી મનને દ્રઢતા આપી નિર્મળ કર્યું. સુખ–દુઃખ ભુખ- તૃષાથી, યૌવનવયને પતિવૃત ધર્મના પ્રસારે આત્મ ઉદ્દેશથી બ્રહ્મજ્ઞાનના પદને પામી આનંદબળે શરીર પુષ્ટતા દેવી તુલ્ય શોભા દર્શાવે છે. ગુજરાતી, હિંદુસ્તાની, મરાઠી ને સંસ્કૃત ભાષાનું પુરતું જ્ઞાન મેળવી ષટ્ શાસ્ત્ર, અઢાર પુરાણ, વેદ ને શ્રીમદ્‌ભાગવત વાંચી મનન કરી, સંગીતમાં પ્રવીણ થઇ. ભજન ને જ્ઞાન બોધ સજ્જનોમાં ચર્ચાવતી, રમાદેવી નામે ઓળખાતી, માર્ગમાં વિચારે છે, શું સુર્યસિંહ તો નહિં હોય? ભુલું છું, ક્યાં કલ્યાણી ને ક્યાં આ તપોવન? મ્હારી સૈયર વનદેવી! ત્હારા સત્સંગેજ હું આ ઉત્તમપદ પામી છું. પરમાત્મા ત્હારો જય કરો–સંકટ હરો! પતિ સંબંધે બોધક–વચનો યાદ આવે છે, શિયળ રક્ષણ કરતા હજુ સુધી પરમેશ્વરે કાંઇ સુખદ મહેર કરી નથી. એક રમણીય સરોવર કાંઠે ચોપાસ ઉત્તમ ફળાદિ મેવાના, સુગંધમય પુષ્પોના, મનોહર વૃક્ષોના, આનંદકારી દેખાવવાળી ઘટા જોઇ હર્ષ પામી, તેની પાસે હાલમાં સિતાર, ફીડતાલ, તુલસી માલા, તૃષા છીપાવવા તુંબી–પાત્ર, રક્ષણાર્થે

પીસ્તોલ, તે સિવાય કાંઇ નહોતું; આરામ લેવા એક પત્થરની મ્હોટી શીલાપર બેઠી. ઇષ્ટ ધ્યાનમાંથી તેનું મન ખસી માયામાં મળ્યું, પતિ તરફની લાગણીને ભાવ પ્રગટ થયો, વિયોગ વિરહવન્હિમાં બળતી વનીતા તેજ વેળા શાંત થઇ વિચારે છે, પરમાત્મા ન્યારા છે. અરે હાલ મ્હારા નાથ પણ આ કામાંગીથી ન્યારા છે, ખરે પતિ પરમાત્મારૂપ છે, પરમાત્માનું ધ્યાન ધરતા તેમની અલૌકીક મુર્તિ જ્ઞાન-ચક્ષુ જાણે છે, તેમ પતિનું ધ્યાન ધરતા ભર્તારના ગુણ ને પ્રેમમુર્તિનું ભાન હૃદયમાં થાય છે. સંતોષ કેમ રહે? ઇંદ્રિયો કામરૂપ શત્રુને શરણ થઇ મને રગરે છે, ઘણી રોકું છું; પણ યૌવનમદ છાતી તકાવે છે. આ શું? સંસારના જડ પદાર્થ ને ચેતન વસ્તુઓ પોતાનું કુદરતી પુરૂષાર્થ અર્પી મ્હારા મનને રાજી રાખે છે, હે અનંતઅવિનાશ! વૃત્તિઓ કર્મ હોશથી કાર્ય કરે છે, આ જગતથી કાયા સુખ-દુઃખ શહે છે, જ્ઞાન-સંતોષરૂપ છે, અન્ય સકળ મને ગરીબ જાણી માયા પ્રેમભાવ બતાવે છે. છતા એ વસ્તુતા ઉપર મ્હારી ચાહના અટકે છે. પ્રથમ વિચારતી શાહ્યાગી ને સુખ પતિ વિના વ્યર્થ છે. અત્યારે વૈરાગ્ય, યોગકર્મ, તીર્થયાત્રા, સત્સંગ પણ સમયબળે અપ્રિયતા બતાવે છે. અરે પતિ તરફના કાંઇ ચિન્હ દર્શાતા નથી. સિતાર વગાડી, સાથે મધુરનાદ કાઢી, મ્હોટી કોમળ મનરંજન ધ્વનિએ કોડનાલ વગાડવા માંડી. અવાજ મંદમંદ પવન-લહેરે ઘણે દુર જતો, સરોવરપર જળ પીવા આવતા પશુ પંખીઓ એકચિત્તે પતિ-વિયોગી વિલાપ સ્તબ્ધ થઇ શ્રવણ કરે છે.

રાગ—પ્રભાત—

બનાઉ એ માલિની—હું માનની બની જાઉં, હું પ્ર.

સુજ નિકટ આ વિકટ પંથ,

એ કોણે અજબ ગુંથ્યો ગ્રંથ?

ભ્રમર ભમે જુઇ પુષ્પપર—બતાઉં, હું ૧
મન ન માનુ લાલચ ભોગ,
દ્રઢ આશમાં આ શો છે ચોગ?
રોગ ભરાય લગ્ન આવું—કરાઉં, હું ૨

શકુંતલા સતિ હતી એ સાબીતી પતિવૃત! સત્ય—ધર્મે મસ્ત બનેલી મહિલાઓના આર્ય પુત્ર એક રાજ—સુખને મેળવી પોતાની પ્રજામાં અમ્મર—નામનાનો કીર્તિ—ધ્વજ એવો મજબુત રોપી જાય છે, કે તે સ્મરણુ કાળેકરી નાશ પામતું નથી, આઃહા! ભરતે હિંદુસ્થાનનું અન્ય નામ ભરતખંડ રાખ્યું! મને વનદેવીએ પુર્વે કહ્યું છે, ભાર્યા ધર્મ—કાર્યમાં પિતા સ્વરૂપ છે, મુસાફરને વિશ્રામ જેવી છે, આર્ત્ત મનુષ્યની જનની સ્વરૂપ છે. સત્ય પરમબ્રહ્મ છે, સત્ય—પ્રતિજ્ઞા પ્રતિપાલન છે, એજ પરમોત્કૃષ્ટ ધર્મ છે! એ વિધી સીધી થા તો કાંઈ કહુ, ભાગ્યદેવી! સરસ્વતીને ડાબા હાથે લખતા શીખવનારી, યોગીણી! તેને બ્રહ્મચાર્ય એકજ આશ્રમ પળાવી જીવનમાં કુંવારી રાખી. સતિ શિક્ષણમાં તું એક નમુનો છે. સ્નાન કરી તુંબી—પાત્રમાં જળ ભરી ચાલવા માંડયું. નિરાશ થઇ પતિને મળવાની આશે ભટકતી ભામા! પંથ કાપતી ગંગા કિનારે આવી, દુરથી એક મનોહર ઝુંપડી દીઠી. ત્યાં એક મહાત્મા મ્હોટો યજ્ઞ કરે છે. ગંગા—દર્શન કરી સંતસમાગમ અર્થે યજ્ઞ તરફ ચાલી, પણ એક અબળાનો વિલાપ કાને સાંભળી વિચારતી અવાજની દિશા જોતી, તો કાળી કીકીયારી કરતી યજ્ઞ—કુંડપર સફેદ વસ્ત્રથી આચ્છાદન, કપાળે કેશર કુમકુમ અક્ષતને અર્ચન કરેલી ચાલાક ચપળા ઉભી છે. મહાત્મા હાથમાં પુજાપાનો થાળ લેઇ ઘૃતની આહુતી આપે છે,

ચમત્કારીક બનાવ નિહાળી રમા ચંડિકા ને કાળીકા બની યજ્ઞ સન્મુખ મહાત્માની નજરે કટીબંધ ઉભી. તે દુષ્ટબુદ્ધિ સમજ્યો હું શુદ્ધ યોગીજ છું, કારણ મ્હારાપર પ્રસન્ન થઇ ચંડિકાએ આગમન કર્યું, ભવિષ્યમાં રાજ બેશક મને મળશેજ. જેનું મૃત્યુ નજીક છે, એ પદ્મિની ઇષ્ટનું સ્તવન કરે છે,- વરસાદ વરસે છે!

રાગ—મલ્હાર.

અંત-કાળ! પધારે પધારે પધારે! (૨)
યોગી યોગ સધારે-એ....મને મારે? અંત ધ્રુ.
જેને દુઃખકાર થઈ, તેને આશ્રયે રહી;
આવી આજ ઉદ્ધારે-એ....હવે તારે! અંત ૧

મહંત કહે, ચુપ! બકવા છોડ-ગુલાબની રાંડ શું ટકટક કરી રહી છું? હમણાજ પરાક્રમની પ્રસાદી આપુ છું! સ્ત્રી બોલી, મને યજ્ઞમાં હોમવાથી કલ્યાણ ત્હારૂં કદી થાય નહિં, શું નીચ અધર્મી ને પાપીઓ દુનિયા પ્રલય કરનાર? મહંત કહે, કારણ વિના કોઇ કાર્ય નથી, તેમ દેવલોકમાં કંઇ સ્વાર્થ રહેલો છે. આજ સિદ્ધની સિદ્ધાઇ છે, અજ્ઞાનીને કેળવવા એજ અમારી ચતુરાઈ છે, દુનીયા અમારા જેવા કપટીઓથીજ ટકાઈ છે. જ્ઞાનીને લઠના ને જુલમના ચમત્કાર બતાવવા એમાં શી નવાઈ છે? સ્ત્રી બોલી, જોયું ત્હારૂં કર્મ જોયું, હમણાજ સમજ-ત્હેં સર્વે ખોયું, બચાવનાર પરમાત્મા સકળમાં હાજર છે. મહંત કહે, પરમાત્મા અગ્નિમાં હાજર છે, ઓઢવાની ત્હારા કર્મે સોનેરી આ ચાદર છે. સ્ત્રી બોલી, મુરખ! આ સતિનો અનાદર છે, તું ખરે-ખર છે. મહંત કહે, અનાદર નહિં આદર આ ખરેખર છે! પાંચ ફેરા ફરી સજીવનીને બાથમાં ઉચકી યજ્ઞમાં હોમે છે! સ્ત્રી બોલી,

બળુ છું, ટળુ છું, પળુ છું-સ્વર્ગે પરમ ધામમાં. રમા આશ્ચર્યથી આવી કહે, આ શી ફાંસી ખાસી ઓ આશી જ આરામમાં! પીસ્તોલથી મહંતને મારે છે. મહંત મરતા મળતા પરિણામને જોઇ કહે, મ્હેં જાણ્યું મ્હાલું મનમાન્યું-આ તો અંત-કાળ!

માર્યો મને શો સ્વાર્થ સાર્યો ત્હારે શરણુ છું, રામ!

**રમા**—આશ પુરણુ થાય પછી, પ્રથમ ભટકે ભવ ત્રાણુ તું!

**રમણુ** } —આઃહા....કમળા! અરે વાહ આ શું કોઇ
**ભગુ** }

યોગીણી કે સરસ્વતી દેવી?

**કમળા**—હા....એ તો જોયા જેવી! ન બચાવી હોત તો મ્હારી કર્મગતિ યજ્ઞે હોમાઉં એવી!

**ભગુ**—પછી,-

**કમળા**—આ પડયા મહંત-એમનો આણ્યો અંત! ત્યાં ધાઇ ને અહિં સિદ્ધાઈ! એ ઢોંગી યોગ—આ પીસ્તોલ યોગ!

**રમા**—આપ કોણુ છો? (સ્વગત)

દર્શાય છે પર્ખાય છે ઉત્તમ આકૃત્તિ મુજ નાથની,
પણ સંકેતના હેતમાં ઉર્મિઓ શું ઉદ્ભવે બાથની?

**રમણુ**—(સ્વગત) ભગુ! શું જવાબ દેઇશું? જુઠું ... શું, સપડાયા! (પ્રકાશ) માણુસ છીએ-જનાવર તો નથી?

**ભગુ**—(સ્વગત) હા ભાઈ સપડાયા, અજબ આની તો છે માયા! જુઠું બોલી પરમાત્માના ગુન્હેગાર થયામાં શો સાર? બોલવું તો સાચું દોસ્તદાર, આ પાર-કે પેલે પાર!

**રમા**—કેમ પ્રત્યુત્તર દેતા નથી. કમળા! તું શું જાણે છે?

**કમળા**—જાણુ નહિં એ કોણુ છે? યોગી કે વિયોગી છે?
ભરમે ભ્રમણુ ભાળતા, એક આત્મ ભોગી છે!

રમા— સત્ કહો પત જાય છે, આ ગત કરી શાથી ?
તરૂણ મત ફરી મન શેમાં રંગાયાથી ?

રમણ
ભગુ } — રાગ—દેશ-

તકદીર ને તદબીરમાં, ગીરફતાર! ત. ધ્રુ.
પાત્ર ભરેલું, કર્મે લખેલું; હડશેલે એજ ગમાર—ગીરફતાર ! ત. ૧
હોય તગારૂં, ક્યાંથી નગારૂં ? ગ્રંથ વિખરાએ બિચાર-ગીરફતાર, ત. ૨

રમા—(સ્વગત) અહાહાહા ! આ તો મિત્ર ભગુ ને મ્હારા રમણરાજ ! કાંઈ ફીકર નહિં. (પ્રકાશ) યોગીને તકદીરથી શું અર્થ ? કારણ ફળની ઇચ્છાનો ત્યાગ કરી યોગીએ કર્મક્ષેત્રમાં બીજ રોપવાની તદબીર કરવી જોઇએ. મુખમુદ્રા જોતાં સમજાય છે, યોગ લેવાનું કારણ કાંઈ વિચીત્રરૂપ દર્શાવે છે. સત્ય કહો, પરણ્યા છો ? માતા પિતા ને સંબંધનો ત્યાગ કરવો એ શું ઘટે છે ?

રમણ—હા, પરંતુ એક ત્હારા જેવી અર્ધાંગ્ના ગુમ થઈ છે, તેનો પત્તો મેળવવા આ યોગ ધાર્યો છે. બસ એ પ્રીયા સ્મરણમાં જીંદગી વ્યતીત કરીએ છીએ.

ભગુ—(રમાને બતાવી) આ તો નહિં ?

કુમળા—હા એજ !

રમા—કાંઈ ચિત્તભ્રમ! વાયુ થયું છે કે શું? વારૂ, એ પ્રિયા એકની કે બેયની ?

રમણ—(સ્વગત) ભુલ્યા ! બોલતાજ બંધાયા. (પ્રકાશ) પ્રિયા તો મ્હારીજ થઇ છે ગુમ—એ ઉપર આ બધી ધામધુમ ! આ મિત્ર ભગુનો માર્ગમાં મેળાપ થયો.

ભગુ—રમણ ! આ તો કોર્ટ ચલાવી જુબાની લે છે.

**રમા**—ત્યાગી ખરા ને યોગીએ ખરા! ભેખ લજાયો, ઇષ્ટ સ્મરણના બાને સંસાર પરહર્યો—પરંતુ મોહ તો શ્રુંગાર ને પ્રીય નારપર વર્યો છે!

**રમણ**—પ્રીયાની ભેળુ એ પણ થાય છે, તો સદ્ભાગ્ય મનાય છે. સુખ આપનાર, સંસાર નિભાવનાર, દુઃખમાં ભાગ લેનાર, આનંદમાં રમાડનાર, મ્હારી પ્રીયા રમાજ છે. અરેરે ક્યાં જાઉં? ક્યાં શોધું? ક્યાંથી મળે? હે દેવી! આપ જ્ઞાની છો, કૃપા કરી જોઇ હોય તો બતાવશો!

**રમા**—હું તો દુનીયાના દુઃખને રોઉં કે મ્હારૂં કલ્યાણ કરૂં! આ વિચારમાં ગુમ થઈ છું, મ્હારે યોગ લેવાનું કારણ તમારા જેવુંજ છે. હું પણ આ અદ્ભુત સંસાર સાગરના માયા જળમાં પંચવિષયની છોળે અનેક કલ્પીત તરંગના વમળે ડુબકા ખાતી વિચારૂં છું, પ્રાણ–પ્યારા પ્રીતમને શી રીતે મળું?

**રમણ**–એમ? ત્હારૂં નામ? **રમા**–હા એમ! તમારૂં નામ?

**રમણ**—મને પડે છે વ્હેમ, નામનું શું કામ છે?

રાગ—કામોદ—

અકળાઇ ગયો અલી કમળ કળીમાં!
ભાગ્યોદયે તું ભામા ભળી–આ! અકળાઈ ધ્રુ.
જનમ્યો છું પણ જોયું નથી રે,
આ તો ઉત્તમ નારીથી તું છે!
સમજવાનું મ્હારે, દીપકે મરે કીટ બળી–હા, અકળાઈ ૧

**રમા**—(રમણ ઓળખી ભેટવા જાય છે,) દુર રહો!

**રમણ**—કોઇ કહો–આનું નામ કહો!

**રમા**—શું પ્રેમ? શાંત થાઓ? આ શાના યોગી ઝગડા?

રમણ—મન ઝાલ્યું નથી રહેતું, રમા! હું યોગી-તું ભોગી! કરીએ પુરા ચાલ સંસારના રગડા. નહિં તો કાંઈ કરી પરોપકાર–બતાવ મ્હારી રમા નાર!

રમા—દર્શાઉં તમને રમા નાર! નેત્ર મીંચો, (વસ્ત્ર બદલી) મંગળ મુરતી માનું છું મો....હન!

રમણ—તો શું બાકી? તું રમા નાર! પ્યાર સીંચો.

રાગ—લલીત–

રમા– મંગળ મુરતી માનુ છું મો....હન!
આવો અર્પું હું તન–મન–ધન, મંગળ ધ્રુ.
રમણ–એ પણ છે અમારી પાસે, રમા જોઈ અંતર આશે;
વિલાસે ભટક્યા વન–વન–વન, મંગળ ૧
રમા– આલેખ ભસ્મ ભેખ કમંડળ, ફર્યા છે પ્રેમે ભૂમંડળ;
કરણીનો નાચ થન–થન–થન, મંગળ ૨
રમણ– તાલ મળે ખ્યાલ કરો કંઇ,
રમા– ખ્યાલ કરૂં જુઓ દ્રષ્ટિ દઈ;
રમણ–ગઇ શું વાતો સન–સન–સન, મંગળ ૩
રમા– આત્મામાં આત્મા રહેશે,
રમણ– પણ પરમાત્મા ક્યાં રહેશે?
ભાવે ભેટુ તું તન–મન–ધન, મંગળ ૪
રમા– જ્યોતિરૂપે શક્તિજ વ્યાપી, રમણ–ચંદ્ર શાંતિ દો સ્થાપી;
અરપું વરમાળ ધન–ધન–ધન, મંગળ ૫

કમળા ચકીત ચહેરે મનમાં વિચારે છે, જો આ વેળા આપણે કમળાશંકર હોત તો જરૂર આ ખુલાસા ભેળો આપણો ખુલાસો થઈ જાત. શું બાકી? મ્હારો ઉપયોગ એજ પીસ્તોલને

ભોગ થાત. ધન્ય છે, રમા–રમણને! આ પુરૂષ તો આવાંજ જોઇએ. પતિવૃત ને પત્નિવૃતનો મુકાબલો! આ નૈતિક ન્હેરોના સંગમે નાહી એજ પુર્વનું લ્હેણું. (ચરણે નમી દંડવત્ કરે છે, પ્રકાશ) હું અપરાધી છું, તમને ઓળખી શકી નહિં, મ્હારાં દુષ્કર્મ માફ કરશો એજ આશા છે. ભગુ કહે, અરે ઉઠ, આ વખતે ક્યાં પગે લાગે છે? વચમાં માથું ઘાલે છે? રમણ દિલની દાઝ પુરી કરે છે, માફ! એક વાર, બે વાર, ત્રણ વાર માફ! ત્હારે ને મ્હારે મિત્રાઇ થઇ ત્યાંથીજ માફ! શંકર દહેરે પુજન કરતા પુરાએલા કાઢયા, ત્યાંથી ત્હારા સઘળા ગુન્હા માફ છે. કમળા બોલી, મ્હારા કર્મ તમે જાણો છો! હું હવે પસ્તાઉં છું. રમા પુછે છે, અરે આ કમળા કોણ? કમળા બોલી, માતુશ્રી! કમળાશંકર તેજ હું. રમા કરડી નજરે જોઈ રહી, પરંતુ આ અસાધારણ ક્રોધને નિવાસ–સ્થાન આપીશ તો મ્હારા પતિએ મેળવેલી શાંતિનો સમગ્ર–લાભ ફળદાઈ જોઉં છું, તેથી ઉલટું વિચારનું વલણ ઉતરશે. સતિને યોગ્ય નથી, વિનયથી વૈર બાંધીશ તો કમળાશંકરના પ્રસંગે મ્હારી નામના, પતિવૃત પ્રતાપ ને વિયોગમાં અમો દંપતીએ મેળવેલા જ્ઞાન ઘરેણાનો શ્રુંગાર શોભશે નહિં! અરરર ત્રિભોવનપતિ! શું આ ત્હારો ન્યાય? (કમળાને મસ્તકે હસ્ત મુકે છે,) અખંડસૌભાગ્ય રહે, ઉઠ સચેત થા. રમણ કહે, એ ખરો ધર્મ! ત્હેં એને પુર્યો, તો મ્હેં બ્હાર કાઢયો, શંકરે દત્ત પ્રમાણે ગત કરી. એકબીજાને મદદગાર ઠીક મળ્યા છીએ. કમળા ત્રિકાળ–જ્ઞાન પ્રાપ્ત થયાથી ભગુને કહી રહી, નાથ! હું તમારી પુર્વ–પત્નિ છું. ભગુ ચમકી

દોઢ હાથ દુર ખશી બોલ્યો, તું વળી ક્યારની મ્હારી બાઇડી? આ તો સુતારની સાઇડી! દુર રહે, ગળે પડવાનોજ ધંધો કરે છે. પ્રથમ સ્ત્રીની ઇચ્છા તો હવે પુરૂષની જીજ્ઞાસા. એક ભવમાં બે ભવ જોયા, છતાં ધરાતી નથી! હઠ જા, નામ ના લેશ્શ મ્હારૂં. રમા બોલી, અરે તમે આમ શું કરો છો એને? કમળા! ગભરા નહિં, મ્હારો આશિર્વાદ છે, ત્હારૂં કલ્યાણ થશે, શાંતિથી સત્ય જે હોય તે પુર્વ-વૃતાંત કહે!

કમળા— રાગ—કાનુડા તું કામણગાળોરે-

કર્મ કથા હું દુઃખીયારી-કહું સાત ભવ વિસ્તારી! ક. ધ્રુ.
પ્રથમ જન્મેરે પુજારી, પંડીત આપનું એજ પ્રમાન;
કામ-ક્રિડા નષ્ટ દિવસે, ગંગા શ્રાપે અંગ શ્વાન;
હાકે સોકો માર મારી, કહું સાત ભવ વિસ્તારી! ક. ૧
બીજે ભટકાતા ઘરેઘર, વેઠી પેટમાં મ્હોટી ભુખ;
જનમ થાતાં જુદા બે થયાં, દેખ્યાં એ દારૂણ દુઃખ;
સુતા અંતે મર્ણ પથારી, કહું સાત ભવ વિસ્તારી! ક. ૨
ત્રીજે હોલા-હોલી બન્યાં, પંખીમાં ધર્યાં અવતાર;
નીચ સીંચાણો ઉંચે બાજ, કરે ત્યાં કૃપા કિરતાર;
ભક્તિ પંથ લીધા ઉગારી, કહું સાત ભવ વિસ્તારી! ક. ૩
ચોથે કરણી હરણી ધરી, વ્યાઘ્ર સ્વામિ થયા વનરાજ;
શિકાર-નાથે દેહ છોડી, ભાગી દુઃખની હાય આજ;
વિયોગમાં જીવ વિસારી, કહું સાત ભવ વિસ્તારી! ક. ૪
પાંચ મેના વેષ્યા રંગ, આશા-વિલાસે પતિમાં ઉર;
વાંદર રૂપે રૂષી સંગ, જોયા તે ચિત્ર ચરિત્ર નુર;
ભોગવતા પુરી લાચારી, કહું સાત ભવ વિસ્તારી! ક. ૫

છઠ્ઠે તન્યા તપેશ્વરી, યોગીણી થઇ કરતી તપ;
રાજકુંવર કંથ પધારી, માગતા કાયા લાગી લપ;
જાપમાં ખામી વીચારી, કહું સાત ભવ વિસ્તારી ! ક. ૬
સાતે ભવના છો ભર્તાર, ભાવિ ભરોસે જાણો નાર;
શંકરે વિયોગ કાપીયા, આણ્યા અજબ આ સંસાર;
પ્રીય-પ્રીયા જાણો પ્યારી, કહું સાત ભવ વિસ્તારી ! ક. ૭

**ભગુ**—હું માનુ કેમ ?
**કુમળા**—રમાદેવી જ્ઞાન આપશે.
**ભગુ**—(ચરણે નમી) સતિ! મને પણ શંકામુક્ત કર.
**રમા**—(મસ્તકે હસ્ત ધરી) તથાસ્તુ !
**ભગુ**—આ તો આશ્ચર્ય !

# પ્રકરણ ૨૨ મું

સરદાર સર્વને લેઇ રામનગરના ભરબજારમાં આવ્યો, તે સતિને વારંવાર પોતાને તાબે થવા માર મારતો, માથું કાપી લેવાની ધમકી આપતો, વગેરે દુઃખ દેતો; પણ વનદેવી એકતા ગ્રહણ કરી રહી. જુલમીએ જેનો મહામણી ગુમ થયો છે, એ શિરોમણી સતિને અવળા મ્હોંડે ખચ્ચરપર બેસાડી છે, કોઇ કુકર્મીએ કાળા પાટીઆપર સફેદ ખડીથી એક લેખ લખી નાંખ્યો છે, તેમાંના અક્ષરે 'પરણ્યો પ્રીતે પ્રેમદા, ખર્ચ્યા પાંચ હજાર; એ પતિને માંડે નહિં, તેનો આ સંસાર' એમ અચાનક ચંદ્રમતી આવી જુએ છે તો વનદેવીને ઓળખવાને કાંઈ ચિન્હ જણાયું નહિં, આસપાસ લોક ભેળા થવામાં કાંઇ બાકી રહ્યું નથી. કારણ દુર્બળ સતિને મુખડે કોઇ ન ઓળખે માટે કાળી મેંશ ચોપડી હતી. ત્રાસજનક બનાવના કેન્દ્રસ્થાને ઉભેલો સરદાર સતિ પ્રત્યે માર્મિક દ્રષ્ટે જમણા કરમાં અસી ધારણ કરી, કાળરૂપ બની ઉચ્ચારી કહી રહ્યો છે, હું પુરા પ્રયત્ન કરી ચુકયો છું, એમ માનીશ નહિં. તું આપઘાત કરીશ, કે હરકોઈ પ્રકારે છુટવા માગીશ, પરંતુ હું તને કેવી રીતે આ દુનીયામાંથી ફનાહ કરીશ તે કહી શકતો નથી. હજુ વિનયનાં અમૃતફળને ચાખ, કહું છું તે યાદ રાખ! જેણે નિશ્ચય કર્યો હતો કે આથી મરવામાં કાંઇ વિશેષતા છે! માટે જીવનને નકામું જાણનારી હું સરદારને

એકે પ્રત્યુત્તર આપીશ નહિં; તે ચંદ્રમતીને જોઇ શરમાઇ ગઈ. ક્ષત્રાણીએ રાજપૂત કુલગૌરવનો પોતાના જીર્ણ પણ રાજ–રીતિએ ઓઢેલા નૈતિક–વસ્ત્રનો ઘુંઘટો તાણી પ્રેમ પ્રકાશી ધ્રુસકે રડી દીધું. ચંદ્રમતી ચેતી ગઈ, સમજી ગઇ. આશ્ચર્યથી એકાએક બોલી, આ શો અકસ્માત ? મેળાપમાં મ્હારી બાળસ્નેહિ વનદેવી ! શું ત્હારી આ દશા ?

ગીતિ.

અકસ્માત જોઈ પછડાઈ, ચંદ્રમતી થઇ પૃથ્વિપર મુર્છાંગત;
વનદેવી ઉતરી નિહાળે, સચેત થા સખી સૌને શિર આ–પત !

વનદેવી કહે, ઉઠ બ્હેન ચંદ્રમતી ! મ્હેં તને ઓળખી ! આ શું તને ગમે છે ? ભુંડી ! ભાગ્યચક્રે ભેળી થઈ, રમા પણ આમજ મળશે. હું પતિ ને પુત્રના વિયોગે જો સુકાઇ ગઈ. સખી ! મ્હારા દિદાર તો જો ! ચંદ્રમતી બોલી, હું શું જોઉં ? બ્હેન તું વનદેવી તો નહિં ? મ્હારાથી ત્હારૂં દુઃખ નથી જોવાતું, આ સરદાર કોણ છે ? તને કેમ કનડે છે ? વનદેવી કહે, ભગિની ! મને એ પોતાની સ્ત્રી બનાવવા ઇચ્છે છે. ઘણીવાર લજ્જા લેવા ઉશ્કેરાયો, પરંતુ પરમેશ્વરે મ્હારી લાજ રાખી છે, હવે શું થશે તેની ભારે ચિંતા છે ! ચંદ્રમતી બોલી, ત્હારો ચહેરો ચિકીત્સા કરે છે, કહે છે, ત્હેં દીર્ઘકાળથી કલ્યાણીનગરી છોડી છે ! હે કલ્યાણી ! કેમ આમ બની ગઇ ? વનદેવી કહે, કેમ આમ બની ? એ પુર્વસંચીતે ! કેવી રીતે એ કહેવાને ફુરસદ નથી, લાચાર છું ! કારણ સરદારનો મને ઘણો ભય રહે છે.

રાગ—બીભાસ—

પરાધીન પ્રાણ પડયો ! સખી મ્હારી,

વનદેવી } —કરવું શું તે રહી છું વિચારી,— પ. ધ્રુ.
ચંદ્રમતી }

**વનદેવી**—પાંખ વિનાની કરે પીંખી નાંખે,
પંડ પીંજર કષ્ટ પંખીણી સાંખે;
ઝીણી નજરે ઝાંખે સત્ય-નારી ! પ. ૧

**ચંદ્રમતી**-ચાલ ચતુર છે આ નગરનો રાજા,
ન્યાય થયે રહે પતિવ્રત માઝા;
સરદાર ઠરશે હાલ વ્યભિચારી ! પ. ૨

એ કામ-વિષયના નિશાબાજનો નિશા ઉતરી જશે, હે સત્કુલા ! ત્હારૂં શ્રેય થશે. લોકોએ જાણ્યું આ ઘોટાળો છે. બાઇ સરદારની સ્ત્રી નથી, વળી પાંચ હજાર રૂપીયા ખર્ચી પરણ્યો છું, એ પણ જુઠું બોલે છે. સત્ય શું છે તે સમજાઇ ગયું, માટે લેઈ ચાલો રાજમાં-ભારે કરો કેસ ! હુલ્લડને ઘેરી ચંદ્રમતી લોકની મદદે કચેરીમાં લેઈ ગઈ, રાજતખ્તપર વિણા મળી ! ભયભીત ઘાતકી દેખાવ જોઇ આશ્ચર્ય પામી તે બોલી, શું છે ખટપટ ? સરદાર કહે, પાંચ હજાર રૂપીયા ખર્ચીને આ પરણેલી સ્ત્રી મને ગાંઠતી નથી, માટે તેને કબજે કરવાના ઉપાય કરૂં છું. સૌંદર્યને કદાચ ભેદીશ નહિં તો આ બેધારી તલવારે છેદીશ ! ચંદ્રમતી બોલી, ફરીયાદ છે, આ શ્રીદેવીની ! ખટપટ આ સરદારની છે ! આ સ્ત્રીનો પતિ એકવેળા રાજા હતો, રાજબાળા શું કદી એક નીચ લુંટારાની ગૃહિણી થવાની ઇચ્છા ધારણ કરે ? રાજન ક્યાં છે ? આપનું નામ શું, આપ કોણ છો ? વિણા કહે, મ્હારૂં નામ વિણા ! હું આ રામનગરના રામસિંહની પુત્રી છું. હાલમાં રાજન જે મ્હારા પતિ થાય છે, તે શિકારે ગયા છે. ચંદ્રમતી બોલી, તો આ બાઈની શી દશા ? વિણા કહે તે ન્યાય કરશે, પરંતુ જોઇતો બંદોબસ્ત કરી આપું છું. સિપાઇ ! બાંધો એ

એ લબાડીને, અન્યાડીના હાથમાં બેડીયો નાંખી, લેઇ જાઓ ત્વરાથી કેદખાને! સિપાઇઓ છુટયા, વિણાએ કટારી લેઇ આ વેળા સરદારપર યુદ્ધની ભારે તલપ કરી, તેને જેલમાં રવાના કર્યો, બાકીના બીજા નાશી ગયાં. ,સતિને પુછે છે, બાઈ ત્હારૂં નામ શું? વનદેવી બોલી, નામ–નામ? ભુલી ગઇ છું. વિણા! આ હાડપિંજરમાં નામ ક્યાં રહ્યું છે? બારીક દ્રષ્ટે જો! ઓળખે તો બ્હેન! તુંજ ત્હારી મેળે જાણીશ કે મ્હારૂં નામ શું છે? વિણા ને વનદેવી બચપણમાં ભેળી રમેલી છતાં કંગાલ–બેહાલ સ્થિતિ જોઇ આશ્ચર્ય એ છે કે ઓળખી શકી નહિં. તે બોલી, શું સમજાય? જળ મંગાવી વનદેવીનું શ્યામ મુખ ધોવરાવે છે, ઈશ્વરે તેના હૃદયપર સતિનું મહત્વ વધારવા કંઠમાં આરોપેલો બદનક્ષીનો લેખ રાજતખ્તપરથી ઉતરી છોડી નાંખે છે. વનદેવી વિનયે કરગરી રહી, હે ભાગ્યશાળી વિણા! તું શા માટે મ્હારા સ્વરૂપને દુનીયાની નજરે દેખાડે છે? એક દીન દારા ને દુર્દશા કરનાર ફક્ત તેજ છે. વિણા કહે, શું તને ન્યાયનીએ જરૂર નથી? છે તો કહે, ત્હારા પતિનું નામ- હે સતિ! તને યાદ હશે? વનદેવી બોલી, હા–સુર્યસિંહ! વિણા કહે, અહો બ્હેન વનદેવી? વનદેવી બોલી, બની ગઇ જેવી તેવી! ક્યાં છે વનદેવી? જેને આ જગત્ ભુલી ગયું છે, તે શું પોતાનું જીવન સમજે છે? પતિ ને પુત્ર વિયોગી આ રાજબાળા! કર્મ કાળાના સાણસે સપડાઈ રાજસુખને ગુમાવી બેઠી છે, એટલુંજ નહિં પણ આત્મબળ હારી છે. ફક્ત પતિવૃતની શ્રદ્ધાએ હાલે છે ચાલે છે બોલે છે!

અગ્નિસે જલનો ભલો, ભલોજ વિષકો પાન;
શિલ ખંડીત ના ભલો, ના કછું પતિ સમાન!

પતિવૃતા સ્ત્રીને રૂપ, યૌવન, ધન, વૈભવ કે સુખ પતિ કરતાં વિશેશ પ્રીય નથી, તો એ ઈશ્વરનો ડર રાખી ચાલનારી નારીને મ્હોત સિવાય બીજું શું પ્રીય હોય? હવે તો તે રસ્તે સિધારી સ્વધામે જાઉં, પરંતુ નર્કાધીન થાઉં એ આગલા કુળને તો શું પણ પછીના કુળને કલંકીત કરનાર કનેરાની કને રાહ છે, કુદરતી કાયદો કહે છે—સીધી નર્કે તે કુલટાની વાહવાહ છે! વિણા કહે, અહાહાહા! તો પછી અત્રે જા, સિપાઈ! આને પણ જેલની કોટડીમાં કેદ કર. સિપાઈ સતિને લેઈ જાય છે. જતા જતા તે વિચારે છે, સારૂં થયું—હજુ હું વનદેવી છું, એમ ભ્રાન્તિ થઇ નથી, કારણ માશીની છોડી વિણા! મને સર્વ પ્રકારે સુખ આપત. અત્યારે મ્હારે શા અર્થનું છે? પતિ પુત્રોના દર્શન કરીશ ત્યારેજ હું મ્હારા અંગપર નજર કરીશ. જ્યાં સુધી તેઓનો મેળાપ નહિં થાય, ત્યાં સુધી નામસ્મરણમાંજ ધ્યાન રાખીશ, વળી રામનગરનો રાજા કેવોય ન્યાય આપશે? શુરી વિણાને સુદ્ધના શ્રમે ઉપણ્યું અએલા રકતે જપવા દીધી નહિં, જો એ બાઈ વનદેવીજ હોય તો જરૂર મ્હારા પતિ સુર્યસિંહની અસલ અર્ધાંગ્ના ને માશીની છોડી બ્હેન! ભમે તે હો—પરંતુ ન્યાયકાર મ્હારા પતિથી ન્યાય—દર્શન અપાશે તો આનંદમાં અતીવૃદ્ધિ થશે! આજ ઘણો સમય થયો, તે કેમ નહિં આવ્યા હોય? ચંદ્રમતી નિર્ણયને અંકીત કરવા એક તરફ શુધ ઉલેલી આવી બોલી, બ્હેન! હું જાઉં છું, કાલે કચેરીના સમયે આવીશ. વિણા કહે, હા આવજે બ્હેન! કાંઇ ચિંતા કરીશ નહિં. ચંદ્રમતી ચાલી ગઈ. વિણાને ફીકર વધતી ગઇ. તે બોલી, મને પણ પતિ—વિયોગ અસહન લાગે છે! ચાલ તપાસ કરૂં.

સંધ્યાકાળ વીતી ગયો છે, હાથમાં ફાનસ લેઇ ઘોડીપર સ્વાર થઈ ચંદ્રની ચાંદનીમાં જંગલના માર્ગે નાઠી. માર્ગમાં ઘાતકી બનાવ જોઇ પડેલી બે લાશો તપાસવા લાગી—પાસે શિવાલય જણાયું ! પિતા રાણસિંહ ને પતિ સુર્યસિંહના શબને નિહાળતાંજ પોકારી ઉઠી, હા....ય ! અરેરે-સ્વપ્ન સાચું થયું ! પિતાના મૃત્યુ સાથે પતિ-સુખ પણ ગયું—ઓ ગયું—ગયું ! મુર્છાંગત થાય છે, વીર—બાળાએ ખંજરો એટલો ધારણ કર્યો કે જો પ્રારબ્ધમાં સુખ ન લખ્યું હોત તો નાળવું ફાડી તેનો પણ પ્રાણ દેવ શરણ જાત. તરતજ રમા—રમણ ગામના સાર્થને લેઇ ત્યાં આવે છે, જુએ છે તો ત્રણ લાશો ! રમણ કહે, આ તો બધા મરી ગયા લાગે છે, ત્યારે હમણા કોણ બોલતું હતું ? રમા ત્રણેના મુખપર તુંબીમાંથી જળ છાંટે છે, વિણા જાગૃત થાય છે. પુછે છે, અરે ભાઇ ! તું કોણ છે ? વિણા કહે, નાથ ! બોલો, અફસોસ ! મને આ કોઇ પંથી પુછે છે, પ્રાણાધાર ! એકવાર પ્રત્યુત્તર આપો.

સૂર્ય કિરણે જગત્ ભાસે, મન કિરણે માયા ભાસે;
તન કિરણે સ્વરૂપ પ્રકાશે, કામ કિરણે વિલાસ આશે;

રાગ—તું તો નામ ભજી લે, સિતા—

શુભ મુહુર્ત છે એ પ્યારૂં—છેલા માનજોરે !
કે આ લગ્ન થયું છે મ્હારૂ—છેલા માનજોરે, શુ. મુ.
વનદેવી ને વિણા બે બ્હેનો, સદ્ભાગ્ય તમને સ્હાએ નેનો;
તેનું એક દાતારે આપ્યું દાનજોરે—છેલા માનજોરે, શુ. ૧
કાળું સ્વપ્ન કાળી રાત્રીનું, થયું સત્ય આ ખરી ખાત્રીનું;
વિધાત્રી હેરી લે છે મ્હારૂં ધ્યાન જોરે—છેલા માનજોરે, શુ. ૨

રમાણુ— કહી દે આ સતિ શું કરશે?
રમા— ચિતા ખડકશે બળી મરશે!

વિણા! શાંત થા તું ભ્રાંત ટાળી સૌ સુણી સમગ્ર થશે,
હજી રાજન ને વનદેવી એક વાર ભેટશે!

દુઃખ-દરિયે ડુબેલાએ ધૈર્યતાથી આફત સમય પસાર કરવો.

આઃહા! આ તો એજ ભક્ત સુર્યસિંહ છે,
વાઘના શિકારી વનદેવીના પતિ છે!
સમય સમય તું તો સૌનો પ્રલયકાળ છે,
સમય સમય તું તો સૌનો રખેવાળ છે.

વિણા—મૃત સજીવન થાય નહિં, અતિશયોક્તિ હેજ એજ,
પતિ જતા સૌ ગયું, થાઉં સતિ-મળે તેજે-તેજ!
અગ્નિદાહ દે પિતાને પુત્રી, પુત્ર હોય ક્યાંથી?
જન્મમાત્ર જમ લોકે ગયા, વિણા જીવશે ક્યાંથી?

આસપાસથી કાષ્ટવીણી લાવી ત્વરાથી બે ચિતાઓ તૈયાર કરી, પિતા રામસિંહને એક ચિતાપર સુવારી અગ્નિ-સંસ્કાર કર્યો, પછી કઠણ કાળજુ કરી હૃડે હામ ભીડી શબવત્ પતિને બાથમાં ઘાલી છુટા કેશે સુર્યસિંહને કામની ઉપયોગી થવા ચિતાપર ચઢી, પરંતુ આ સમયે પ્રેમાવેશમાં ડુબેલી બિણાના હૃદયે કલ્યાણીપતિના સ્વરૂપે જબરો ઘા માર્યો. મૃતદેહ તેના કોમળ હાથમાંથી છુટી ગયો, વિણા હા....ય! મારી બોલી રહી, પ્રથમ એજ સદ્ભાગ્ય કે ગંગા કિનારે સ્મશાન ભૂમિમાં પતિએ પ્રાણ છોડયો છે, ઇષ્ટદેવે અંત-ક્રિયાના સર્વ સાધન પણ આપ્યા છે.

આ વેળાજ બ્રહ્માંડમાં ઘુમતો ભક્ત સુર્યસિંહનો પ્રાણ સુક્ષ્મ રૂપ ધારી આકાશ માર્ગે યમના દૂતની સાથે પ્રયાણ કરે છે, અહાહાહા ! હું શું જોઉં છું ?

હવે નાથ આવું સાથ નથી કાંઈ બાકી રહ્યું,
આ દેહના સબંધમાં નથી કાંઇ બાકી રહ્યું !

**રમા**—હા એ ત્હારા કંથ સુક્ષ્મરૂપે જતા જોઉં છું,
સતિ થાએ તો મ્હારા સમ !

**વિણા**—હું એ જોઇ રોઉં છું !

જાવા દે પરિવારસહ મન વેગને પ્રાણ- પતિ સાથમાં,
રોકાઉં રોકી નહિં હવે, મેં હાથ સોંપ્યો હાથમાં !

સુક્ષ્મસ્વરૂપની પાછળ સુર્યસિંહનો ચર્ણ—અંગુઠો પકડી સત્ય—પ્રતાપે સ્વદેહે વિણા આકાશમાં ગમન કરે છે, રમાએ વિચાર્યું આ તો વિપરીત થાય છે! તે પણ તપોધના વિણાની નીતિમય સાડી કરમાં ગ્રહી વિનયે કરગરી રહી.

રહે ન જા જવાશે નહિં ત્હારાથી એહ લોકમાં,
પુનર્જન્મ પામે નાથ ત્હારા મળે માન આ લોકમાં !

**વિણા**—અરે દૂત ! રહો સ્થીર ત્યાં આપીશ નહિં કાંત એ,
કણુજ થયા સંગ રહેવા કારણ રૂપ કલ્પાંત એ.

આ સત્ય—પ્રતાપની ખેંચમતાણમાં દેવદૂત સ્થિર થયા, તેઓથી આગળ જવાયું નહિં. વિણાએ ચોધારે અશ્રુ વ્હેવરાવી છાતી—ફાટ રૂદન શરૂ કર્યું.

**વિણા**— રાગ—સોહીણી—

નયનો કરો શું ન્યારા? આ દેહને પરણેલા ઓ પ્યારા! ન. ધ્રુ.
સંગી રંગી જાય રંગરેચ, પ્રસારી પ્રીતિના પૂરા પેચ;
મોહ લગાડી મેલો થઈ મ્હારા,— ન. ૧

મિથ્યા જગત્ થયું મ્હારે આજ, તાજ ઓઢે કોણ કરે રાજ?
મહેશ્વર મહેરે સીધા સિધારા,— ન. ૨
યાદ લાવો લહાવો એ વ્હાલ, પલોટો અંતર આપના ખ્યાલ;
રસનાએ વરસાવો અમૃત—ધારા,— ન. ૩

અરે ધર્મરાજા! સંસારમાં શું ન્યાય સ્થાપી કર્મ—ફળ અર્પે છે?

**રમા**—સતિ રડ નહિં, હું બનતી મદદ કરૂં છું.

કુ.—અમારે પણ ત્હારા પતિ સંગે નિર્મળ સ્નેહ છે. છાની કેમ રહેતી નથી? ત્હેં વનદેવીની પતિ—ભક્તિ જોઇ નથી, આ સમયે એ જો હોય તો અમારે તેને સમજાવવા પડે! શિવાલયમાં જઇ બન્ને સતિઓએ શંકર સ્તવન આરંભ્યું.

રાગ—આરતી—

શિવ શિવશંકર મહાદેવા—કદી ભુલીએ ના ભીડભંજન સેવા, શિ. ધ્રુ.
સુખકર્તા છો. દુઃખ હર્તા છો, વંદન કરીએ વારંવાર;
જપીએ તમારૂં નામ, (૨) વિશ્વપતિ વિખ્યાત!
વિખ્યાત—પ્રખ્યાત—જગ તાત! કૈલાસી છો ગુરૂદેવા— શિ. ૧
અચળ અમરપદ પામ્યા હરિહર,શંકર શિવશિવ શિવશંકર;
ધાજો રે જગ સુખ ધામ, (૨) ગોહત્યાદિ પાપ!
રે બાપ-સતિ શ્રાપ—તું કાપ! કૈલાસી છો ગુરૂદેવા!— શિ. ૨

**શંકર**—(પધારી) માગો માગો સતિઓ હું પ્રસન્ન છું!
આપું જીવનું દાન હું પ્રસન્ન છું!

કુ.—પ્રથમ રાજા રામસિંહને જીવન અર્પો.

ર. } —દંડવત્ દયાનિધિ! ભોળા સ્વયંભૂ શિવ શંકર!
ભ. }
દર્શન દેઇ કૃતાર્થ કર્યા.

રમા—કૃપાનાથ! વિણાના સુર્યસિંહને સજીવન કરો.

શંકર—(બન્ને મૃતદેહપર અમૃત છાંટી) હે પ્રિય મુજ ભકત! તમો નિર્દોષી છો માટે પ્રગટ થાઓ. આ મ્હારી માયા છે! રામસિંહ ને સુર્યસિંહ ઉભા થઈ અરસપરસ ભેટે છે.

સુ.— આવો પ્રીય પુજ્ય ઉદયભાનૂ આ દિન છે!

રા.— આવો પ્રીય પુજ્ય ઉદયભાનૂ આ દિન છે!

પ્રાતઃકાળ થવાની તૈયારી છે, સુર્યસિંહ રામસિંહને લેઇ, સંગે સર્વને રામનગર ખેંચી ગયો.

બરાબર મધ્યાન્હકાળે ચંદ્ર કરેલા મૃગના શિકારને ઉપાડી દોડયો આવે છે–બોલી રહ્યો, આ શિકાર હુંજ લેઈશ, કદી ના આપું એને! ભલે તકરાર કરશે તો લડીશ, પણ એને હાથ શું શિકારની ભુટ્ટી જવા દેઉં?

દી.—(આવી, શિકાર ઝુંટી લેઇ નાસે છે–ચંદ્ર પકડી રાખે છે) હરામખોર! મ્હારો કરેલો શિકાર તને કેમ આપીશ? ક્ષત્રિઓ કદી માછલા મારે છે? માછીમારના છોકરા શિકાર કરવામાં શું સમજે?

ચં.—એ ઠીક છે, માછલા મારતા મૃગ મારે, એમ અનુક્રમે વાઘનો વધ કરવાની પ્રવીણતા મળે છે, પણ તું તો કાઠી ચીરવાનેજ લાયક છે! હે કઠીયારા! ક્ષત્રિના કુળને શું લજાવે છે? કોઇ ન્યાય કરે તો હાલ ખબર પડે!

ચંદ્ર— રાગ—કલ્યાણ—

જારે જા જારે–આવો છે માર ઓ ગમાર?! જા. ધ્રુ.

બ્હીનારો શું હું ત્હારા બાપથી,

દી.— આપુ નહિં ડરો ત્હારા તાપથી;

**ચં.**— માન મ્હેલી દે પાછો શિકાર— જા. ૧
મ્હેં માર્યું તીર ભાલ–પ્રદેશમાં,
**દી.**— જો વાગ્યું પેટ ! પટકું ઠેશમાં;
**ચં.**— ક્યારનો કરી રહ્યો છું વિચાર— જા. ૨

**મહાત્મા**—(પધારી) અરે ! આ શું શિકારની કમબખ્તી ? બિચારા મૃગને માર્યા પછીએ ખેંચમતાણુ કરી દુર્દશામાં લાવો છો ? હવે તો રહેવા દો, એમાં કાંઇ રહ્યું નથી. (બન્ને જોઈ રહ્યા.)

**ચં**—સમજીએ છીએ, જાઓ ભજન કરો ! મૃગનો શિકાર કર્યો છે, હવે આનો કરવાનો બાકી રહ્યો છે ! બન્ને અરસપરસ તીરંબાજી ખેલવા તૈયાર થઇ ગયા.

**દી.**—એમ ? ત્યારે તો આવી જા ! બાણુપર પણુ` ચડાવી ધનુષનો ટંકાર કર્યો.

**મહાત્મા**—અરે–અરે–અરે ! હમણાજ એકાદો મરી જશે, ભાઈ–એમ ન કરો ! તમે કોઇ ક્ષાત્ર વીરપુરૂષ છો ! તમારો ન્યાય આ પાસેના નગરમાં રાજા કરશે. તકરાર કર્યા વિના સીધા ત્યાંજ જાઓ.

**ચં.**—ચાલ, રાજા પાસે !

**દી.**—હા ચાલ ! (બન્ને રસ્તો માપે છે.)



## રામનગરમાં સુર્યસિંહની કચેરી—ન્યાય દર્શન !

સુ.—ક્યાં છે સરદાર ? બોલાવ એ બાઇને ! ( બે સિપાઇ કેદખાને નાઠા. )

ચં.—(પ્રવેશી) ફરીયાદ—ફરીયાદ—ફરીયાદ !

દી.—ફરીયાદ-ફરીયાદ--ફરીયાદ !

સુ.—શું છે ?

ચં.—(ન્યાયભુમિપર શિકારને પટકી) આ શિકાર મ્હારો છે.

દી.—નહિ, એનો હક્કદાર હું છું !

સુ.—આશ્ચર્ય ! શું બન્ને મળી આ એકજ શિકાર કર્યો છે ?

ચં.—હા જુઓ મ્હારૂં તીર એના ભાલ પ્રદેશમાં વાગ્યું છે !

દી.—મ્હેં પણછ ચડાવી બાણ પેટમાં માર્યું છે ! શિકારનો આત્મા આ દેહ વિષે કીયા સ્થાનમાં પ્રકાશી રહે છે ?

સુ.—(રાજ તખ્તપરથી નીચે ઉતરી, સભાને વિસ્મય જોઈ—સ્વગત ) આ ન્યાય અજબ છે. શિકારનું એ શાસ્ત્ર—તર્ક શાસ્ત્ર ! (પ્રકાશ—ચંદ્રને) ત્હારૂં નામ શું ?

ચં.—મ્હારૂં નામ ચંદ્ર ! (દીપસિંહ તેનું મુખ જોવા લાગ્યો) (સિપાઈ સરદાર ને વનદેવીને હાજર કરે છે.)

દી.—(ઓળખી—સ્વગત) અરે—મ્હારો બંધુ ચંદ્ર ! (પ્રકાશ) હે રાજન ! મ્હારે શિકાર નહિં જોઇએ, એ ચંદ્રનેજ આપો.

સુ.—ત્હારૂં નામ ?

ચં.—(સ્વગત) આ કેમ ફરી ગયો ? (ધારી ધારીને દીપસિંહને જુએ છે—પ્રકાશ) અત્યાર સુધી તો તકરાર કરતો હતો.

દી.—દીપસિંહ !

ચં.—શું મ્હોટા ભાઇ તમેજ?

દી.—(ભેટી છાતીએ દાબી) હા પ્રિય ભાઈ ચંદ્ર! હું જ.

વ.—સબુર-રાજા! આ મ્હારા બન્ને પુત્રો છે, મને મળવાની રજા આપો.

ચં. }
દી. }—કોણ માજી? (દોડી ચરણે નમી) જન્મદાતા-માતા! અમે અતી સંકટ ભોગવી અચાનક અહિં આવ્યા. બન્ને ભાઇના મેળાપ-સાથેજ તમારો મેળાપ! સારૂં થયું. (દર્દના અશ્રુ નયને ન્હેવરાવી રડી દીધું.)

વ.—(ભેટી) પ્રીય પુત્રો શાન્ત થાઓ. સંસાર સાગર પાર ઉતારવાને શરીરરૂપ આ એક નૌકા છે, તેને સુખ-દુઃખ વર્જીત છે. વૃથા શોક તજીને રડો નહિં.

સુ.—(સ્વગત) આ શું વનદેવી તો નહિં હોય? આરે ને ક્યાંથી? ક્યાં ક્ષત્રાણી ને ક્યાં આ ભીખારણના ચિન્હ! પણ આ બાળકો મ્હારાંજ છે, કારણ નામ ચંદ્ર-દીપસિંહ બન્નેના મળતા આવે છે (પ્રકાશ) હે બાઇ! ત્હારા પતિનું નામ?

વ.—હજારો વર્ષ વિયોગ રહે છતાં પતિ પોતાની અર્ધાંગ્નાને ન ઓળખે? ઓળખે તો આ સરદારને પચાઈ-નારની પરખ નહિં હોય? આમ ગળે પડવાથી કિરતાર શું કામીઓનું કલ્યાણ કરશે?

રાગ. ત્રિતાલ-તીલ્લાનો.

ચીંતવને ધીરી-અધીરી બની-ના....થ!
સા....થ ને સંગાથ ગમની-ના....થ! ચી. ધ્રુ.
બાળના મુખ વિણ ચેન પડે નહિ,

કષ્ટ દિને અંધકાર અડે અહિં;
પ્રાણાધિક પતિ હું ભામની—ના....થ! ચીં. ૧
જીવનની આશા બેઠી છોડી,
આપઘાત કરૂં મનને મરોડી;
બ્રહ્માંડ છે શ્મશાન જામની—ના....થ! ચીં. ૨
દુઃખે દગ્ધ દીલ દાડે દાઝતું,
ગરવે કલંક વાદળ ગાઝતું,
સવારે સાંજ હું કામની—ના....થ! ચીં. ૩
ધુળમાં પડી ધુળ બની જાઉં,
કહો કાંઇ! ગળે ફાંસો ખાઉં,
પણ સ્નેહિ આપના નામની—ના....થ! ચીં ૪
પતિ! પ્રતાપી સુર્યસિંહ—વનદેવી હું નારી,
કર્મ સંચીતે કાષ્ટ વેચતા થઇ ન્યારી!

સુ.—અહા! આવ મ્હારા ચંદ્ર-દીપસિંહ! (બન્નેને સાથે બાથ મારી છાતી સાથે ભેટાડે છે.) બેટા! હુંજ સુર્યસિંહ.

અઃહા સમય તું તો અજબ ને ગજબ અકળ છે,
સંયોગ શ્રીહરિ કૃપા આસમાં પળે પળ છે!
ઓ વિયોગી વનીતા હું ત્હારો ભર્તાર છું!
વ.- વાહ નાથ—નસુનાદાર! તમારી હું નાર છું! (શિર નામે છે.)
સુ.—આવો અર્ધાંગ્ના! ન્યાય બેલી કિરતાર છે. (ભેટે છે)
હતાં જીવન તો ફરીને આ રાજ સંસાર છે!

વ.—સ્વામિનાથ! મ્હારા વિનયથી અપરાધ ક્ષમા કરો, કારણ મ્હેં તમારૂં વચન ઉથાપી આગ્રહથી ભારો વેચવા નિશ્ચય આદર્યો, તેનુંજ આ પરિણામ છે.

સુ.—ત્યારે સ્ત્રીમાં અવગુણ ધારી પુરૂષ મનપર લાવી તેને સંતાપે છે, તો પોતેજ દુઃખને પાત્ર થાય છે. બન્નેએ સંપી દંપતી-ધર્મ ગૃહ સંસારે નિભાવવો. સ્ત્રીને સમજાવી જ્ઞાન આપી ન્યાય સલાહે કામ લેવું, એજ સુજ્ઞ પુરૂષનાં લક્ષણ છે. પરંતુ ત્હેં કોઈવાર મ્હારાપર પત્ર લખ્યો હતો?

વ.—નાથ! ના કહું છું, હું તમને એક પળ પણ જુદી હોઉં તો શાક્ષાત્ સુર્યદેવ સાક્ષી છે! (રમાને જોઈ) શું બ્હેન રમા? અહિં ક્યાંથી? તુ તો એક દેવીની ઉપમાને લાયક! (બન્ને દોડી ભેટે છે)

ચંદ્રમતિ—ઠીક છે, આ મુકામલો પત્ર શું કામ કરે છે!
હૃદય-રસ આરસ પરસ સ્નેહને લાવી ભરે છે!

રમા—પ્રીય સખી હું રમા! આ મ્હારા પતિ-રમણ! સર્વને સમય સુખ દુઃખનો કર્તા છે, પણ સુકૃત્ય નીતિ જાળવી રહેનાર સંતોષ ધન મળ્યાથી-સદા સુખીજ રહે છે.

રમણ } —(સુર્યસિંહના ચર્ણે નમી) અમે અલ્પજ્ઞાની
રમા }

આપ સાધ્વીના આશિર્વાદની આશા રાખીએ છીએ.

સુ.—ભાગ્યવતી! પત્રનું તંત્ર ત્હારૂં યંત્રે ભાગ્યચક્ર ફેરવનાર છે,
ગ્રહિણી જ્ઞાન ત્હારૂં સંસારે પુરૂષને આધાર છે.

ભાઈ! તમો આ અલૌકીક સંસારમાં સુખી રહો.

વ.—ચંદ્રમતી! ભેટ આ ત્હારી ફરીને મને ભર્તારથી,
ચં.—બ્હેન! રહીએ સહીએ ન કહીએ કષ્ટને વિચારથી!

ક.—(સ્વગત) આ તો મિત્ર સુર્યસિંહજ! અરેરે હું સ્ત્રીરૂપે શી રીતે મળું? (ગરાણુ નમી-પ્રકાશ) કલ્યાણી-પતિ

સુર્યસિંહ! આપનો બાળસ્નેહિ કમળાશંકર તેજ હું! પુર્વના સંસ્કારે આ પદ પામી છું.

સુ.—(ઓળખી) શરમ છે! જેઓ કષ્ટકાળે મર્યાદાનો સેતુ છોડે છે, તેઓને આ અગાધ માયા-જળમાં ભક્તિ નૌકાના આધારે તારનારો નિરાધાર નિયામકનો સૂચિતાર અલક્ષ્ય સ્થળે રહી શું છોડે છે? પુર્વ-શ્રાપ મુક્ત થયા પછી રૂપાંતર ન રહે એ કર્મોપાસનાનો પ્રકાશ છે. સુખ-દુઃખ કર્માનુસાર દર્શાવે છે.

સ.—(સ્વગત) આપણો તો ખુલાસો થઇ ગયો! અરે સિપાઈ! લે પચીસ રૂપીયા આપું—મને અહિંથી જવા દે.

સિ.—ન્યાયી રાજાના રાજમાં લાંચ લેવાતીજ નથી. અહિં લાંચ લેઈ બમણા ગુન્હેગાર થઇ ઈશ્વરની હજુરમાં શો જવાબ દેઇએ? મહારાજાધિરાજ—અન્નદાતાર!

આ લુંટારાની ટોળીનો સરદાર કહે છે નારી મ્હારી એ,
પચીસ રૂપીયાની લાંચ આપી નાશી જવા શોધે બારી એ!
પરાણે પકડી રાખ્યો છે, ન્યાય આપી ઠો-ઠેકાણે કરીએ.

સુ.—સરદાર! સી ત્હારી છે!

સ.—હાજી પાંચ હજાર રૂપીયા ખર્ચ કરી તેની સાથે હેં લગન કર્યું છે!

સુ.—ન્યાય-દર્શનમાં અન્યાય નહિં થાય, વનદેવી! આ સરદાર કહે છે તે શું સત્ય?

વ.—અસત્ય છે, એની ટોળીમાં કેદ થએલ પરોપકારી ભીલ-ભીલડી છે-તેમને પુછો તે જાણે છે.

સુ.—ભલા ભીલ! તું શું જાણે છે? આ બાબતમાં!

ભીલ—હું ખાત્રીપુર્વક કહું તો આ સતિ વનદેવી છે, સરદાર ગળે પડે છે; માટે તેના પર સજાનું ફરમાન થવું જોઇએ, વિશેષ હું જાણું છું—તે વનદેવી આપને વીદિત કરશે.

સુ.—(સરદારને) તને ત્રણ વર્ષની સખ્ત જેલની સજા છે. સિપાઈ! તેનું દ્રવ્ય કબ્જે કરી ટોળીના માણુસોને નગર બ્હાર કાઢી મુકો. (સિપાઈ સરદારને કેદખાને લેઇ જાય છે.)

વ—આ ભલા ભીલ–ભીલડીએ મને અનેક આપદાથી મુક્ત કરી, સારી બરદાસ કરી છે.

સુ.—હે શુરવીર ભીલ! તને ત્હારી બ્હાદુરી જોઈ લશ્કરમાં આગેવાન સ્થાપું છું.

ભીલ—ભલે બાપા! અમે તો તમારા છોકરા છીએ.

મહાત્મા–હંસરાજ—(ચંદ્રમતિ સાથે પ્રવેશી) જીવતા રહો બચ્ચાઓ! દિર્ઘાયુષી થાઓ.

ર.—મહારાજ! આપના વચન પ્રતાપે મ્હારી પ્રીયા રમાનો મેળાપ થયો. કૃપાવંત! આટલોબધો સમય પાસે રહ્યો છતાં નામથી અજાણ્યો છું, માટે તે બતાવો.

મહાત્મા—મ્હારૂં નામ શ્રીસચ્ચિદાનંદ હંસરાજજી!

ર.—દયાનાથ! જાદુઇ મહેલ એ શું? જાદુગર કોણ તે સમજાવશો, એ આશા છે.

મહાત્મા—(સર્વને યોગબળથી બતાવે છે) જો પરમાત્મા જાદુગરરૂપ છે. મહેલ આ જગત્ સમજ! સાત પગથીયા સપ્ત પાતાળ, પ્રથમની બાળા બુદ્ધિ, બીજે પગથીએ મળનાર ચાર બાળાઓ લક્ષ્મિ ભક્તિ સરસ્વતિ શક્તિ! તેઓએ નિષ્કલંકી હોઈ સફેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં. પાંચમે પગથીએ મળનાર રાક્ષસ

એ ક્રોધ. સાતમે અનેક રાક્ષસો મોહ, લોભ, અભિમાન વગેરે. કામજવાળાએ મૃત્યુલોકના ચોકમાં તને ઘેર્યો, ત્યાં તું મુર્છાંગત થયો. સાત માળરૂપ સાત આકાશ સમજ! ઉપર જતા હ્હેં સ્વર્ગ—નર્ક કુંડનો મહિમા જાણ્યો, ઝરીયાનની સાડી પ્હેરી હીંચકે હીંચતી બાળાને માયાદેવી માન! ત્યાં પણ બીજા પગથીએ મળનારી ચાર બાળાઓએ આવી, એ સ્વપ્નવત્ સંસારમાં સંજ્ઞાએ તને! ૧ લક્ષ્મિ—ઇચ્છિત સુખ, ૨ ભક્તિ—ઇષ્ટસ્મરણ માળા, ૩ સરસ્વતી—વિદ્યા, ૪ શક્તિ—બળ; એવા ભિન્નભિન્ન રૂપ બતાવ્યાં, એ જ્ઞાનથી વિચારી લે!

ર.—મહાત્મા હીંચકો શું?

**મહાત્મા**—એજ આ ડોલતું મન સુખ દુઃખના અંતરે ઝુલે,
કુદરત પ્રવાહની ન્યાય—ગતિએ પ્રાણીઓ ભુલે!
બુદ્ધિ તને મ્હારી પાસે લાવી પછી તું સઘળું જાણું છે.

ર.—કૃપાળુ! પેલો પ્હાડ એ શું? ત્યાં વજ્ર કોટ શું? દહેરૂં શું? મુર્તિ મળેજ નહિ!

**મહાત્મા**— સત્ય ગીરિ ચડવું મુશ્કેલ છે,
બાકી બીજી વાતો સ્હેલ છે,

સત્યરૂપ પ્હાડપર ભક્તિરૂપ વજ્રકોટ, દેહરારૂપ જ્ઞાન, નિરંજન—નિરાકાર રૂપ ઇષ્ટ—સ્વરૂપ! તે યોગીઓને મહાત્માઓને અને બ્રહ્મજ્ઞાનીને માલમ પડે છે. (રમણને સમાધિ જ્ઞાન આવ્યું) આ સઘળા મન શુદ્ધિ કરવાના સાધન છે, આખરે બ્રહ્માનંદ પ્રાપ્ત થયાથી સંતોષધન પ્રાપ્ત થાય છે, ત્યારે કોઈ જાતની અપેક્ષા રહેતી નથી.

**રમણ**—આપની કૃપાથી કૃતાર્થ થયા, એજ મ્હારા સદ્ભાગ્ય માનું છું. ખરે જન્મ-મર્ણનો ફેરો સત્કર્મને જ્ઞાનથી ટળે- શ્રીહરિ અવિનાશી મળે !

**મહાત્મા**—ધન્ય છે. સત્પુરૂષોના ઉત્તમ ચરિત્રને ! જે આ મિથ્યા સંસારને સારરૂપ સમજી સુકૃત્યોથી અમ્મર નામના દીપાઈ રહ્યાં છે.

### જીવનકમળ

નાદાત્મક ખલકમાં બ્રહ્મનાદ ગાજે છે,
પૂર્ણ કળામાં ભ્રમર જઇ વિરાજે છે, ના. ધ્રુ.
પોતે ખીલીને સૌને ખીલાવે,
પોતે નાચીને જગને નચાવે,
પોતે રાચીને તમને રચાવે,
શબ્દ સ્પર્શ રસ ગંધ રૂપે છાજે છે, ના. ૧

કવિ— લાવણી-

લેઇ અસ્ત્ર શસ્ત્રને. ચડીયા કુંવર કલ્યાણી,
છત્રસિંહને હરાવી મદનકળા બાંધી આણી.
વિશ્વે વિજય પ્રકાશે સૌ, એ નવે ગ્રહના સ્નેહે,
કરે રાજ દીર્ઘ-કાળ, આશા પુરણ થાય દેહે ! હરે-રામ !



# સોનેરી શીખ

વનદેવી— ગરબી

જોઈ જગતના ખેલ જનકને, નારી સ્નેહે નમીએજી,
પિતૃવર્ગને પુરણ સંતોષી, પછી પતિને ગમીએ,– શાણા થઈ
ચોકામાં ચતુરાઈ કરીને, રાંધનમાં નવ રમીએજી,
સહુ કોઈને પરસાદ ધરાવી, પછી આપણ જમીએ– શાણા થઈ
સાસરીયામાં જળ ભરવાને, એકલડાં નવ જઈએજી,
જો રહૈયરનો સાથ ન હોય તો, સાસુ સાથે જઈએ– શાણા થ
મુખ પલકાવી ન્હાના દિયરથી, તાળી દેઈ ન હસીએજી,
જો કોઈ રસીક હોય કામનો, આપે આઘા ખસીએ– શાણા થઈએ
માથું ગુંથીને માંગ સમારી, દરપણમાં નવ હસીએજી,
જો પરણ્યો પરદેશ હોય ગયો, મેંશ નેન ન ભરીએ– શાણા થઈએજી.
યોગી યતિ સંન્યાસી તેહનો, સખી સંગ ના કરીએજી,
જો પોતાની સંપત હોય તો, ભોજન દેઈ રહીએ– શાણા થઈએજી.
ગરબે રમવા કે શ્રવણ કરવા, પર શેરી નવ જઈએજી,
જો કોઈથી માથે આળ ચઢે, તો ઘર બેશી રહીએ– શાણા થઈએજી.
પાડોસીના ઘરમાં જઈને, પરનિંદા નવ કરીએજી,
કોઈનું ચિત્ત હેરી લેઈને, છાની વાત ન કરીએ– શાણા થઈએજી.
મોટાની મોટપ જાળવીએ, આછે અંગ ન ફરીએજી,
ફાટે લુગડે ગાંઠ વાળીને, ઘરનો ધંધો કરીએ– શાણા થઈએજી.
નિજ પતિજ પરમેશ્વર માનીએ, પુરૂષાર્થે પગ દેઈએજી,
પુજન ચિંતવન નિશદિન ધરીએ, તો પરમપદ લેઈએ– શાણા થઈએજી.
ભગવાન ભરોસે ભાવિક પતિને, પતિવ્રત પળાવીએજી,
જો સુખ નવ થાય પુનર્જન્મે તો, એજ પતિ મનાવીએ– શાણા થઈએજી.

